'વા. મો. શાહ' ગ્રંથમાળા મણકો પાંચમો

# प्रगतिनां पादचिन्हो

अथवा

# अनुभवना ओडकार



લેખક:

સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ

મધુમક્ષિકા, સંસારમાં સુખ ક્યાં છે?, મૃત્યુના મોંમાં અસહકાર, પોલિટિકલ ગીતા, ભરતવિલાસ, જૈનદીક્ષા, નગ્નસત્ય, ભુલાઈ પડેલી દુનિયા, એક આદિના લેખક: સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ (બૉર્ડિંગહાઉસ)નો સ્થાપક: વિવિધ જૈન કૉન્ફરન્સનો પ્રમુખ: 'જૈનહિતેચ્છુ માસિક', 'હિંદી જૈનહિતેચ્છુ' માસિક અને 'જૈનસમાચાર' સાપ્તાહિક પત્રનો તંત્રી.

પ્રસિદ્ધકર્તા
શંકરભાઈ મોતીલાલ શાહ.
ઘાટકોપર ( મુંબઈ ).

પ્રથમાવૃત્તિ, પ્રત ૨૦૦૦.
જુલાઈ, ૧૯૩૩.
મૂલ્ય : એક રૂપિયો.




વા. મો. શાહ કૃત પુસ્તકો મળવાનું ઠેકાણું:–
'વા. મો. શા.' પબ્લિશીંગ હાઉસ.
સારંગપુર—ખુખારાની પોળ, અ મ દા વા દ.

# નિવેદન

"'વા. મો. શાહ' ગ્રંથમાળા"ના ચાર મણકા-પુસ્તકો (એક, મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો, મહાવીર કહેતા હવા, અને આર્યધર્મ) અત્યાર આગમચ પ્રસિદ્ધ થઇ ચૂક્યા છે, પાંચમા અને છઠ્ઠા મણકા તરીકે 'પ્રગતિનાં પાદચિન્હો અથવા અનુભવના ઓડકાર' અને 'નગ્નસત્ય' ગયા ઑક્ટોબરમાં પ્રસિદ્ધ કરવાનું જણાવ્યું હતુ પરંતુ પ્રેસની અગવડતાને લીધે આજે પ્રગટ થાય છે.

આ પુસ્તકમાં આપેલા સૂત્રો અને વા. મો. શાહનું આત્મવૃત્તઃ સન ૧૯૨૭માં પ્રગતિ, જૈનજીવન, હિંદુસ્તાન આદિ પત્રોમાં પ્રગટ થઈ ચૂક્યા પછી પુસ્તક રૂપે આ પ્રથમવાર જ પ્રગટ થાય છે.

આ પુસ્તકનું વા. મો. શાહના હસ્તાક્ષરનું અસલ લખાણુ નહિ મળી શકવાથી જે જે સાધનો મળી શક્યાં અને તેમાં જે જે જગાએ ત્રુટિઓ જણાઈ તેમાં યથાશક્તિ સુધારો કરવામાં આવ્યો છે, છતાં પણ કોઈ જગાએ ત્રુટિ રહેલી જોવામાં આવે તો વાચક સુધારી લેશે એવી આશા છે.

વા. મો. શાહના પુસ્તકોની હિંદી આવૃત્તિ માટે મારવાડ, મેવાડ, પંજાબ આદિ સ્થળેથી ઉપરાઉપરી થતી રહેલી માગણીને લીધે હિંદી અનુવાદનુ કાર્ય શરૂ કરવામાં આવ્યું છે. આશા છે કે નવેમ્બર આખર સુધીમાં એક, મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો, મહાવીર કહેતા હવા અને આર્યધર્મ: એ ચાર પુસ્તકો પ્રસિદ્ધ થઇ શકશે.

ઘાટકોપર } શકરાભાઈ મોતીલાલ શાહ.

# जैन एटले ?

" जैन ए कांई जुदी पृथ्वीपरनुं प्राणी नथी: ए बीजाओ जेवा जन छे—मनुष्य छे, मात्र बे मात्रा एनी विशेषता छे. भव्य आकाशगामी कल्पनाशक्ति (Imaginative power) अने पुरुषार्थ अथवा तपः ए बे पांखो ज सामान्य 'जन' ने 'जैन' बनावे छे: गरुड बनावे छे, सिंह बनावे छे, देव बनावे छे, विजेता बनावे छे, सर्जन-संरक्षण अने संहार शक्तिनो डाईनेमो धरावती पुरुसत्ता बनावे छे. ज्यां ते बे पांखो नथी त्यां जमीनपर आळोटवानी प्रकृति छे, दीनता छे अने दीनताजन्य ईर्षा अने दंभ छे: 'कीडा'नुं कलेवर छे.... कीडो जीवतरने टकाववा इच्छे छे, जैन जीतवा माटे जीवतरने पण होमे छे. कीडानुं ध्येय 'सुख' छे, के जे जमीनने-स्थूलने-मिलकतने-मानपूजाने वळगी रहेवामां मनायुं छे. 'जैन'नुं स्वाभाविक ध्येय 'मुक्ति' छे, के जे पुरुषार्थथी मळी आवती तमाम प्राप्तिओनो रस अथवा अनुभव चाखी लई तेओने यज्ञमां होमी देवामां समायली छे. 'जैनधर्म' ए बीजुं कांई नहि पण एक एवुं बीज छे के जे वडे त्रिगुणात्मक माटीमांथी गगनविहारी गरुडो घडाय, अरण्यप्रेमी एकांतवासी सिंह घडाय. ज्यां घडतर कला नथी त्यां जैनत्व नथी; ज्यां घडतर शोख अने शक्ति नथी त्यां जैन धर्म नथी." —वा. मो. शाह.

# સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ કૃત પુસ્તકો

## ગુજરાતી ભાષામાં

(૧) મધુમક્ષિકા
(૨) સતી દમયંતી
(૩) કચ્છની સ્થા. ડિરેક્ટરી
(૪) રૂપિદત્તા આખ્યાયિકા
(૫) સમ્યક્ત્વ-ધર્મનો દરવાજો
(૬) હિતશિક્ષા
(૭) આરવત
(૮) ધર્મતત્ત્વસંગ્રહ
(૯) નમીરાજ ( નોવેલ )
(૧૦) જીવદયાના હિમાયતીઓને અપીલ
(૧૧) સ્થા. પ્રથમ કૉ. નો હેવાલ
(૧૨) શ્રી મહાવીર
(૧૩) સ્થા. બીજી કૉ. નો હેવાલ
(૧૪) સુદર્શન (નોવેલ) ભાગ ૧
(૧૫) સંસારમા સુખ ક્યાં છે !
(૧૬) ઐતિહાસિક નોંધ
(૧૭) સ્થા. ચોથી કૉ. નો હેવાલ
(૧૮) શ્વે. સ્થા. પ્રથમ મુનિ-પરિષદ્નો હેવાલ
(૧૯) જૈન સમાજનું દિગદર્શન
(૨૦) કબીરનાં આધ્યાત્મિક પદો
(૨૧) સદ્ગુણ પ્રાપ્તિનો ઉપાય
(૨૨) શ્રી ભક્તામર સ્તોત્ર
(૨૩) કલ્યાણમંદિર સ્તોત્ર
(૨૪) ધર્મસિંહ બાવની
(૨૫) જૈન સમાચાર ગદ્યાવલિ ખંડ ૧-૨
(૨૬) ,, ખંડ ૩-૪
(૨૭) ,, ખંડ ૫-૬
(૨૮) ,, ખંડ ૭-૮
(૨૯) ,, ખંડ૯-૧૦
(૩૦) શ્રાવિકા ધર્મ
(૩૧) આર્યનારીધર્મ
(૩૨) ઉતરાધ્યયનસૂત્ર
(૩૩) દશવિકાલીક સૂત્ર
(૩૪) દીક્ષા કોને આપી શકાય ?
(૩૫) તીર્થોના ઝઘડા માટે અપીલ
(૩૬) પર્યુષણ પર્વ અથવા પવિત્ર જીવનનો પરિચય
(૩૭) મહાવીર મીશન
(૩૮) સાત સૂત્રોનો સાર
(૩૯) મહાવીર કહેતા હવા
(૪૦) અસહકાર
(૪૧) મૃત્યુના મ્હોમા
(૪૨) મસ્ત વિલાસ
(૪૩) તમામ હિંદી કોમોને ચેતવણી
(૪૪) ઉદેપુરનો હત્યાકાંડ
(૪૫) જૈન દીક્ષા

## હિંદી ભાષામાં પ્રગટ થયેલાં પુસ્તકો

(१) संसारमें सुख कहां है ? भाग १—२
(२) नमीराज (नोवेल)
(३) सच्चे सुखकी कुंजिया
(४) सप्त रत्नो
(५) जैनशास्त्रमाला खंड १ ला
(६) ,, खंड २ रा
(७) ऐतिहासिक नोंध
(८) साधुपरिषदकी रिपोर्ट
(९) सद्गुणप्राप्तिके उपाय

| | |
|---|---|
| (१०) महात्मा कबीरके पद भाग–१ | (१४) ज्ञानदीपक |
| (११) ,, भाग २ रा | |
| (१२) तीर्थोंके जगडेके लिए अपील | (१५) श्रीपालचरित्रकी समालोचना |
| (१३) स्था. जैन. कॉ. के चतुर्थ सम्मेलनका अहेवाल | (१६) श्राविका धर्म |
| અંગ્રેજી ભાષામાં | મરાઠી ભાષામાં |
| PoliticalGita–સન ૧૯૨૧:પ્રત ૫૦૦૦:વિનામૂલ્ય પ્રચાર:પૃષ્ઠ ૨૧૧ | राजतंत्र–સન ૧૯૨૧ : વિનામૂલ્ય પ્રચાર |

### વા. મો. શાહે પ્રગટ કરેલાં અન્ય લેખકોનાં પુસ્તકો

| | |
|---|---|
| (૧) ખરા સુખની કુંચીઓ | (૭) સ્વર શાસ્ત્ર |
| (૨) દિવ્ય યાત્રા | (૮) સુસઢ ચરિત્ર |
| (૩) જ્ઞાનદીપક | (૯) કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યું |
| (૪) બુદ્ધિ ચરિત્ર | (૧૦) મોતી કાવ્ય |
| (૫) દયાનો ઝરો | (૧૧) ઉપદેશરત્નકોશ |
| (૬) યોગીની કુંચી | (૧૨) सतिद्याविंशी |

### વા. મો. શાહ કૃત અપ્રગટ પુસ્તકો

| | |
|---|---|
| (૧) સરળ અંગ્રેજી વ્યાકરણ | હમણાં જ પ્રસિદ્ધ થયાં |
| (૨) મ્હારો જેલનો અનુભવ | (૭) નગ્ન સત્ય |
| (૩) માયાની છાયામાં | (૮) પ્રગતિનાં પાદચિન્હો |
| (૪) મુંઝાઈ પડેલી દુનિયા | (૯) એક |
| (૫) જૈન દીક્ષા–ભાગ ૨ જો. | (૧૦) કબીરનાં આધ્યાત્મિક પદો |
| (૬) આ બધો પ્રતાપ વેપારનો ! | (૧૧) આર્યધર્મ |

### વા. મો. શાહ કૃત મળી શકતાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સુદર્શન (નોવેલ) | ... ૦–૧૦–૦ | પ્રાયશ્ચિત્ત ... | ૦–૨–૦ |
| મૃત્યુના મ્હોમાં | .. ૧–૦–૦ | એક ... | ૧–૦–૦ |
| જૈનદીક્ષા | ... ૨–૦–૦ | કબીરનાં પદો ... | ૧–૪–૦ |
| મહાવીર કહેતા હવા | ૦–૫–૦ | સગાળશા શેઠ... | ૦–૨–૦ |
| આર્યધર્મ | ... ૦–૫–૦ | પ્રગતિનાં પાદચિન્હો | ૧–૦–૦ |
| નગ્નસત્ય | ... ૨–૦–૦ | | |

## વા. મો. શાહ કૃત પુસ્તકો—

(૧) કોઇપણ ધર્મના ધર્મગુરૂઓ, શિક્ષકો અને લાયબ્રેરીઓને પોણી કિંમતે મળી શકે છે.

(૨) વિનામૂલ્ય વહેંચવા માટે કોઇપણ પુસ્તકની સામટી પ્રતો ખરીદવા ઇચ્છનારને કિંમતમાં ખાસ ઘટાડો કરી આપવામાં આવે છે.

(૩) વિનામૂલ્ય વહેંચવા માટે કોઇપણ પ્રગટ કે અપ્રગટ પુસ્તકની નવી આવૃત્તિ છપાવવા ઇચ્છનારને કોઇપણ જાતનો બદલો લીધા સિવાય તેવી ગોઠવણ કરી આપવામા આવે છે.

પત્રવ્યવહારઃ—'વા. મો. શા.' પબ્લિશીંગ હાઉસ
સારંગપુર, ખુખારાનીપોળ—અમદાવાદ




ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મુળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

અંદરની ' ભૂખ ' વગર મિષ્ટાન્ન પણ ' તનદુરસ્તી'ને હાનિકારક થઈ પડે, અંદરની ' ગરજ ' વગરનું વાચન લેખન કેલશકારી થઈ પડે-બહારની ક્ષણિક ચળ ભાગે એ જુદી વાત છે.

卐

વાચક-લેખકના સંગ મ્હોટે ભાગે વ્યભિચાર સમા હોય છે, એક બીજાની આંતરિક ' જરૂરીઆત ' તૃપ્ત કરવાની ખાસીઅત ધરાવતાં જોડા-પતિ-પત્નીનાં કે વાચક લેખકના-ભાગ્યે જ બનવા પામે છે. એ ' કૃપણતા ' પણ કુદરતની આવશ્યકતા છે.

卐

પ્રત્યેક ' ગરજ ' હૃદયાકાશમા બળતીજ્વાળા હોય. મગજની કલ્પના માત્ર નહિ, બુદ્ધિની પસંદગી નહિ, શબ્દાડંબર નહિ.

卐

દરેક ગરજ જુલ્મી હોય,' પોતાની દરેક પ્રકારની 'મિલ્કત'ના ભોગે તે પોતાની તૃપ્તિ ઈચ્છે ધન, ઘરબાર, કુટુંબકબીલો, ધનજત, લાગવગ, નરી બુદ્ધિથી થતી ઈચ્છાઓ અને સ્થૂલ દેહ તથા ત્હેની ઇન્દ્રિઓ: આ સર્વ પોતીકી 'મિલ્કત' માત્ર પોતીકી ગરજનાં યજ્ઞકુંડનાં ઈંધણ બનવા માટે જ આવી મળતા પદાર્થો હોય.

—વા. મો. શાહ.

# वा. मो. शाहनुं आत्मवृत्त*

પ્રિય 'પ્રગતિ'કાર,

ચિઠ્ઠી પહોંચી. રૂબરૂમાં અપાયલા આમંત્રણ બાદ શું ચિઠ્ઠી અનિવાર્ય હતી ? હું આગ્રહ માગતો હોઉં, અથવા નૈતિક શરમાળપણું મ્હને આત્મવૃત્ત લખતાં અટકાવતું હોય, અથવા કાંઇ માની લીધેલી 'પવિત્રતા' શરમાળપણાનો દેખાવ કરવા પ્રેરતી હોય; એવી એકાદ કલ્પના શું ત્હમારા આ આગ્રહના મૂળમાં નથી ? મ્હને કહેવા દો કે જેમ હું 'જનતાને માટે' 'મ્હારૂં આત્મવૃત્ત' લખવા બાબતનું ત્હમારૂં આમંત્રણ ભૂલી ગયો નથી તેમજ આગ્રહ, વાસ્તવિક શરમાળપણું કે બનાવટી શરમાળપણું એમાંના કોઈ પણ 'ભૂત'ને મ્હેં મ્હારો આત્મા અદ્યાપિ પર્યંત તો વેચ્યો નથી, અને તેથી મ્હારૂં આત્મવૃત્ત ત્હમને આપવા ન આપવાને હું સ્વતંત્ર જ છું.

હકીકત એમ છે કે, મ્હારે 'જનતા માટે' લખવાનું માથે લેવું અને તે પણ મ્હારૂં 'આત્મવૃત્ત,' એવી ઇચ્છા દ્વારા તો ત્હમે મ્હારા શિરપર એક ડુંગર ફેંક્યો છે,—જે વાડીમાં બેસી હું આ લેખ લખી રહ્યો છું, ત્હેની સ્હામેના ડુંગર જેટલોજ 'મ્હોટો' અને એટલો જ 'કઠણ' ડુંગર. જેઓએ યુવાનીમાં પુષ્પબાણુમાં વજ્રબાણુ અનુભવ્યું છે અને પાકટ વયે

---

* આ આત્મવૃત્ત માટે સદ્‌ગત શ્રી વા. મો. શાહ પાસે, 'પ્રગતિ' પત્રના તંત્રી શ્રી પરષુભાઈ બ્રા. શર્માએ માગણી કરી હતી, એ સંબંધમાં થયેલો પત્રવ્યવહાર અત્રે મૂકવામાં આવ્યો છે.

—શા. મો. શાહ

રાઈના દાણામાં પર્વત જોયા છે તેઓને મ્હારા આ ભય વાસ્તવિક જણાશે, પણ ડુંગરનેય પાંખો આપી શકાય છે, એ વાતનું સ્મરણ મ્હારા ભયને દૂર કરે છે.

'જનતા' અને 'જયા'– સમાજ અને સ્ત્રી શું માગે છે તે મ્હારાથી અજાણ્યું નથી. નેતાઓ અને ઉપદેશકો માને છે કે તેઓ જનતાને 'દોરી' રહ્યા છે કે 'સુધારી' રહ્યા છે, અને દરેક પતિ માને છે કે તે નાજુકતાની 'રક્ષા' કરી રહ્યો છે; પણ વાસ્તવમાં સ્ત્રી એક ધનુષ્યની દોરી ( Bow–string ) છે, Overpowering force છે, Excessive Demand છે, પુરૂષને ભયંકર ઉંચાણમાં ઉડવાની ફરજ પાડનાર ધક્કો છે પુરૂષને 'હિંમત' આપનાર સ્ત્રી છે, અને નેતા કે ઉપદેશકને તે પોતાને વટાવી જાય એવી ગતિ પ્રેરનાર જનતા છે; તેથીજ તેઓ બન્નેની પ્રકૃતિ અસંતુષ્ટ હોય છે, અને ત્હેમા નિત્યનવી અને કેટલીક વાર તો અશક્ય અને ભયંકર ઇચ્છાઓ ઉદ્‌ભવ્યા કરે છે. દુઃસાધ્ય દોહદની એ સાક્ષાત્ મૂર્તિઓ પોતાના ભક્તોને આકાશમાં ગુલાંટ ખાતાખાતા આગળ ને વધુ આગળ ધકે-લતા જોવાનો 'શોખ' ધરાવે છે, અને જ્હાં એ 'શોખ' છે, ત્હાં 'દયા', 'રક્ષા' કે 'ભક્તિ'નું અસ્તિત્વ માનવું એ નીતિવાદીઓ અને ધર્મવાદીઓનો ભ્રમ માત્ર છે.

'જનતા' અને 'જયાના 'ના છીગરના અવાજથી હું છેકજ અપરિચિત ન રહી શકયો હોઉં, એ કોમળતામાં છૂપાયલી ભયંકર જિજ્ઞાસા જોવાના પ્રસંગોથી હું છેક જ બેનશીબ નથી રહ્યો; અને મહારાજ શ્રેણીકની પત્નીનો દોહદ તો આજે અને હમણાં પણ મ્હારા કાનમાં અથડાઈ રહ્યો છે તેણીએ ખુદ શ્રેણીકના જ કાળજાનું માંસ ખાવા માગ્યું હતું! એ

માગણી પરથી હું તેણીને 'અસતી' કે 'મૂર્ખ' માનવા કદાપિ તૈયાર ન થાઉં. તેણીએ હેના પતિને એક પુત્ર તો ક્યારનોય આપ્યો હતો, જહેનું નામ અભયકુમાર હતું; અને હમણાં તેણી એથીય વધુ મહત્ત્વશાળી પુત્રને પ્રસવવાની તૈયારીમાં હતી એ ચોકસ સંજોગોમાં તેણી ગમે તે ભયકર દોહદ ધરાવવાને હકદાર હતી.

જીવન નામની સ્રીના ઉદરથી એક વાર અભય જન્માવ્યા પછી જ પ્રકાશ પ્રકટાવી શકાય છે અને દોહદ માત્રની તૃપ્તિ ઉપજાવી શકાય છે;—પછી તે દોહદ 'મુક્તિ' નામનો હોય કે, 'સ્વરાજ્ય' નામનો હોય, ગમે તે હોય.

અભયકુમારે માતાનો દોહદ ખૂબીથી પૂર્યો. શિકારથી મેળવેલું માંસ રાજાની છાતીપર છૂપી રીતે બાંધી તે ઉપર વસ્ત્રોનું 'આચ્છાદન' કર્યું અને પછી ખુલ્લી રીતે છાતીપર છુરી ચલાવીને માંસ કાપી, શુંઠી રાણીને ખવરાવ્યું અને તેણીને તૃપ્તિનો અનુભવ કરાવ્યો.

યોગીઓ જાણે છે કે આ કોઈ પતિના કે પરાયાના, મનુષ્યના કે જાનવરના સ્થૂલદેહમાંના લોચાનો સવાલ નથી, પણ 'અનુભવ' અથવા આત્મજ્ઞાનનો પ્રશ્ન છે; અને છાતી ચીરાયા સિવાય એ પ્રશ્નનો ઉકેલ મળી શકતો નથી. છાતી ચીરાવનાર, સ્રી અથવા જીવન જ છે; અને ચીરનાર, અભય જ છે.

પણ એવા દોહદનો માત્ર અભયકુમારની માતાને અને શ્રેણીકની પત્નીને જ હક્ક અથવા અધિકાર હોય કારણ કે શ્રેણીકને એવા દોહદ દ્વારા જ એકાએક શ્રેણિ આગળ વધવું છે—'પ્રગતિ' કરવી છે. 'પ્રગતિ'ની ધખશ જેનામાં પ્રકટી નથી, મહત્ત્વશાળી કાર્ય ઉપજાવવાની તાલાવેલી જેનામાં ઉદ્‌ભવી નથી, તેવી 'વંધ્યા'ને કાંઈ આવા દોહદનો હક્ક ન હોઈ શકે.

ત્હેને તો ક્ષણિક લાલસાઓ અને ઇચ્છાઓનાં જાળાંજ હોઈ શકે, કે જે પૂરવા—ન પૂરવાનો વિચાર કરવાનું કોઈ પુરૂષને ન પાલવે.

નિત્યનવાં જીવનચરિત્રો અને ઉપદેશો વાંચવાની ઇચ્છા બતાવતી જનતા શું ખરેખર મહત્ત્વશાલી કાર્ય માટે તત્પર છે ? વિજિગીષા ( જયપિપાસા ) અથવા જિજ્ઞાસા એમાંનું એક પણ બીજ જનતાના હૃદયમાં સ્થિર થઇ ચૂક્યુ છે કે ? જો એમ જ હોય તો ઇતિહાસ, ભૂગોળ તથા ખગોળઃ ત્રણેના સરવાળા રૂપ ફક્ત એક મહાભારત કે એક જ રામાયણ શું હરકોઇના દોહદને તૃપ્ત કરવાની યોગ્યતા નથી ધરાવતું કે જેથી વ્યક્તિના વિવિધ ઇતિહાસોના બોજાથી મગજને ભારે મારવાની વ્યર્થ તકલીફ વ્હોરવી પડે ? અને જો એમ ન હોય તો, નવા ઇતિહાસો લખવાના શ્રમનું કાઇ પ્રયોજન ?

અને શું ત્હમને ખાત્રી છે કે મ્હારો ઇતિહાસ 'પ્રગતિનાં પાદચિન્હો' શીર્ષક લેખમા નથી જ લખાઇ ચૂક્યો ? તો પછી મ્હારે એમજ સ્હમજી લેવાનુ રહ્યું કે મ્હારી પાસેથી જે મેળવવા ઇચ્છયું છે, તે એ જ કે હું ક્યહારે અને ક્યહાં જન્મ્યો, કેવી કેવી સ્થિતિઓ વચ્ચે પસાર થયો, ક્યહાં અને કેવાં પરાક્રમો કે પામર કૃત્યો કરવા પામ્યો, કેવી નામનાઓ કે નાલાશીઓ પામ્યો, સાક્ષરતા કે નિરક્ષરતાના કેટલા ગાસડા રચ્યોઃ ઇત્યાદિ ઇત્યાદિ !

કોઇને આવી જાતની ઇચ્છા કેમ થવી જોઇએ એ પ્રશ્ન હું કદાપિ ન કરૂં. ઇચ્છાને બુદ્ધિ નથી હોતી ! કાઈ પ્રશ્ન થવા યોગ્ય હોય તો તે મ્હારા પોતા પ્રત્યેનો પ્રશ્ન છે અને તે એ છે કે મ્હારે અમુક ઇચ્છાનો પડઘો પાડવા તૈયાર થવું

કે કેમ? પણ ઠીક છે, એ પ્રશ્નનો ભય એક વાતના સ્મરણથી અદશ્ય થાય છે. એ વાત એ છે કે, સાચી તવારીખ કદાપિ લખાવા પામી નથી, લખાવી શકય નથી! વધુ પૂછો તો કહું કે જો તેમ થવું શક્ય હોત તો પણ જનતા માટે તે ઇષ્ટ ન હોય–કારણ કે સાચો હીરો ચૂસવા માત્રથી શું મૃત્યુ નીપજતું નથી?

કોઈ રાજ્યનો કે રાજાનો, રાજદ્વારી પુરૂષનો કે રાજકીય ઘટનાનો, કોઈ ધર્મસ્થાપકનો કે ધર્મનો કે ધર્માચાર્યનો ખરો ઇતિહાસ કદાપિ લખાવા પામ્યો છે? પક્ષપાત અને દ્વેષ: એ કાંઇ હકીકતને વિકૃતિ આપનારા એકલાં તત્ત્વો નથી, સ્થૂલ ઘટનાની પાછળનાં કારણ જોવાની અશક્તિ એ ખરા ઇતિહાસની અશક્યતાનું સૌથી મ્હોટું કારણ છે. અને એક મુશ્કેલી તો નિર્મળમાં નિર્મળ આશયવાળો પુરૂષ કોઇનો ઇતિહાસ લખતો હોય ત્હારે પણ એટલું જ નહિ પણ એવો પુરૂષ પોતાનો જ ઇતિહાસ લખતો હોય ત્હારે પણ ઉભી જ હોય છે. અને જે થોડાઓ–તત્ત્વવિદો–કાર્યની પાછળનાં કારણો જોઈ શકયા હોય છે તેઓ તો ગમે તેવા ઉજ્વલ જીવનનાં પણ કાર્યોની નોંધ કરવાના શ્રમની જગાએ તમામ કાર્યોનું વિસ્મરણ કરવાનો શ્રમ સેવવાનું પસંદ કરે છે!

જનતાને યુદ્ધ અને પ્રેમ: એ બે સંબંધી વાતો સાંભળવી બહુ ગમે છે,–અ! એમાં કાંઈ અજુગતું પણ નથી, કારણ કે યુદ્ધ અને પ્રેમનો સંયોગ એ જ જીવન છે; પણ આંતર્જીવનમાં થતાં યુદ્ધ અને પ્રેમના ખેલ જોવાને કોણ દરકાર કરે છે? બહાર દેખાતા યુદ્ધમાં શું નિયમ તરીકે યુદ્ધવૃત્તિ જ હોય છે! એમ હોય તો બે ઍક્ટરો વચ્ચે સ્ટેજ પર થતા

યુદ્ધમા કેમ કોઇ થવાતું નથી ? અને બહાર દેખાતા આલિંગનમા શુ નિયમ તરીકે જ પ્રેમવૃત્તિ હોય છે ? જો એમ હોય તો ઇંગ્લંડ અને ફ્રાન્સ આટઆટલી બગલગીરી કરવા છતા અન્દરથી કેમ ઘૂરકે છે ? અર્જુને યુદ્ધ કર્યું હતુ અને અગ્રેજો પણ આજે ક્યહાં નથી યુદ્ધ કરતા ? પૃથ્વીરાજે મુસ્લિમોને યુદ્ધ આપ્યુ હતું અને આજે મુસ્લિમો ક્યહા નથી હિંદુઓને યુદ્ધ આપતા ? નાટકના તખ્તા પર યુદ્ધ થાય છે અને બાળકોની રમતમાય યુદ્ધ થાય છે મ્યાક્ષર મન્ત્રોની સભામા યુદ્ધનો ટોટો ક્યહારે પડે છે ? શાંતિ અને સમાનવાદના ઉપદેશ પર જીવન નિભાવતા ધર્માચાર્યો ક્યહારે યુદ્ધ વગર રહી શક્યા છે ? મનુષ્યકલહ વગરનુ કયુ ઘર નાટક કે નોવેલ નજરે પડે છે ? પણ આ બધા યુધ્ધોમા શુ તફાવત નથી ? બહારથી તો આ તમામ ઘટનાઓ યુદ્ધની ઘટના દેખાય છે, પણ અન્દરની સૃષ્ટિમા શુ ભિન્ન ભિન્ન વૃત્તિઓની ક્રિયા નથી ચાલતી હોતી ? અને તે જોવા કે સમજવાની યોગ્યતા અને દરકાર કેટલા થોડાઓમા હોય છે ? જીવનનો ઇતિહાસ તો અન્દર ભજવાય છે, બાકી ફલાણા ભાઇ ફલાણી તારીખે ફલાણા રણક્ષેત્રે ઘૂમવા ગયા હતા, એવી નોંધો ફલાણાભાઈ પોતે લખે કે કોઇ પાસે લખાવે તેથી માનવ છોડના ઉછેરને લગતા સાયન્સને એની ઓછી જ કાંઇ અમર થવાની છે ?

આ જ કારણથી હિંદુધર્મશાસ્ત્રોએ અને જૈનધર્મ શાસ્ત્રોએ જ્યહા જ્યહા ઇતિહાસ ' લખવાની જરૂર જોઈ છે ત્યહા ત્યહા બાહ્ય જીવન ઘટનાઓ નહિ પણ આંતર જીવન ઘટનાઓ જ આલેખી છે એ ઇતિહાસોમા જ્યહાં જ્યહાં સ્થળોના

નામ અપાયાં છે, ત્યાં ત્યાં આંતરજીવનની ભૂમિકાઓ પર લક્ષ રખાયું છે; અને પાત્રોનાં નામ લખાયાં છે, ત્યાં વૃત્તિઓ પર લક્ષ રખાયું છે; જ્યાં જ્યાં પ્રાપ્તિ ગાવામાં આવી છે, ત્યાં ત્યાં ચોક્કસ અનુભવ વર્ણવા પ્રયત્યું છે. સૂર્ય અને ચંદ્ર વંશના સંતાનના જીવનચરિત્ર રૂપે, કૃષ્ણ અને મહાવીરના ઇતિહાસ રૂપે, કર્મયોગી અને જ્ઞાનયોગીના આંતરજીવનની બની શકે તેટલા પ્રસંગોની નોંધો જ લખાઈ છે. એમણે ભિન્ન ભિન્ન ખાસીઅતના માનવ ઝોકનો વિકાસક્રમ અને વિકાસક્રિયા નોંધવાનું જ કાર્ય કર્યું છે કે જે નોંધમાં સઘળી વ્યક્તિઓ પોતપોતાના ઇતિહાસ વાંચી શકે. પણ મ્હારૂં આ એક જ કથન–શાસ્ત્રોનું આ વાંચન–ઘણાએ આસ્તિકોને ભડકાવશે અને એમ થાય તો હું આશ્ચર્ય પણ પામું નહિ. મનુષ્ય-સમાજ અદ્યાપિપર્યંત સાયન્સ અને ધર્મનું જોડાણ કરવા જેટલો આગળ વધ્યો નથી, સાયન્ટીસ્ટોને ધર્મના નામની સુગ છે અને ધર્મરસિકોને સાયન્સ નહિ પણ 'સાયન્સની પદ્ધતિ' (Scientific Process) વડે ધર્મ અભ્યાસવાની ગરજ હજી જાગી નથી. Strictly Scientific intellect, seriously cosmic feeling એ બેના યોગ દ્વારાજ સાચો પ્રકાશ થવો શક્ય છે; અને એનો યોગ તો દૂર રહ્યો પણ માત્ર સાયન્ટીફીક સ્થૈર્ય કે ધાર્મિક આર્દ્રતા એમાંનું એક પણ તત્ત્વ, ઇતિહાસો કે કથાઓ વાંચવા માગનારા પૈકી કેટલા થોડાઓએ ખીલવ્યું હોય છે! એ જ કારણ છે કે આજે ગ્રંથો વધતા જાય છે અને 'વાંચવા'ની શક્તિ ઘટતી જાયછે. તાલીમથી જ્હેની જાઠરાગ્નિ પ્રદિપ્ત કરવામાં આવી નથી તેવો મનુષ્ય જરાજરામાં અજીર્ણનો ભોગ બને અને અજીર્ણ-

જોઇએ " ઇત્યાદિ, ઇત્યાદિ. મહાભારતમાં વર્ણવાયલો કૃષ્ણ જો ખરેખર ઇશ્વરનું અવતરણ હોય તો એક વખત જેમ કર્યું હતું તેમ હમણાં બીજી વખત પણ અવતરવામાં એને હરકત ન હોય શકે; કદાચ આજે એમ કરવામાં વધારે અર્થ-સાધક થઇ પડે. કારણ કે, આજે એના પોતાનાજ ભક્તો એના એકેએક અંગના ટૂકડા કરે છે અને એની અનેક વિકૃતિઓવાળી આવૃત્તિઓ બહાર પાડે છે. એનું સર્વશક્તિમાનપણું આ અપમાનને સહન કરી શકે, પણ એની દયા આ રોગ જોઈ ન શકે. તેમજ 'यदायदाहि धर्मस्य ग्लानिर्भवति' ઇત્યાદિ વચનો દ્વારા એણે આપેલો કોલ મિથ્યા જાય એ પણ એને ન જ પાલવે, પણ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે મહાભારતને માનનારા તેમજ નહિ માનનારા લાખો લોકો કૃષ્ણ પર અનેક અન્યાય વર્ષાવે છે તે છતાં અને આસ્તિક તેમજ નાસ્તિક બન્ને દુનિયામાં ધર્મની પૂરેપૂરી ગ્લાનિ દષ્ટિ-ગોચર થવા છતાં કૃષ્ણને આકાશ વીંધીને અહીં દેખાદેવાનું વાજબી લાગ્યું નથી. અને અવતરણને બદલે ઉત્ક્રમણવાદને માનનારાઓનો મહાવીર પણ જગતમાત્રમાં હિંસાનું સામ્રાજ્ય છાઈ રહેવા છતાં જગતમાંથી પાછી શકયો નથી. હકીકતમાં આંતરિક જીવનના ઇતિહાસને સ્થૂલ ઘટનાની નોંધ માની લેવા-થી જ આ બધી comedy of errors થવા પામી છે.

પ્રમાણે ત્હેમને બોલવાનો બલાત્કાર કરે છે. આવા દેવોનાય ઇતિહાસ પર બલાત્કાર થતા જોવા બાદ હું માનવ શું પોતાનો ઇતિહાસ લખવા તૈયાર થઈ શકું ?...शान्तम् पापम्, शान्तम् पापम् !

પણ હું આ શું કરૂં છું ? પ્રગતિના આ જમાનામાં સભ્ય (Civilized) દુનિયાની સ્હામે, સાક્ષરશાસિત સામ્રાજ્યમાં, હાલતાં ચાલતાં 'બલાત્કાર' અને 'વ્યભિચાર' જેવા બિભત્સ શબ્દોના પ્રયોગ કરૂં છું ? હજી તો 'ઓડકાર' અને 'જાજરૂ' જેવા ગ્રામ્ય અને જુગુપ્સાપ્રેરક શબ્દોથી ત્હમારા પ્રગતિમાન પત્રને કલંકિત કરવાના દોષનું પ્રાયશ્ચિત્ત પણ લેવાયું નથી એટલામાં ફરીથી શિષ્ટાચારનો ગુન્હો કરૂં છું અને જીવનવૃત્ત લખવાને બદલે રસ્તો ચૂકી આડોઅવળો ભટક્યા કરૂં છું ! પણ 'રસ્તો ચૂકવા'ની ચિંતા આ કાળમાં શું થવા યોગ્ય છે ? આટઆટલા પરગજુ ઇતિહાસકારો, નવલકથાકારો અને ઉપદેશકો છતાં ? અને તેમ છતાં રસ્તો ચૂકાશે તો ત્હેનોય ભય નથી; કારણ કે અમેરિકાનો ઇતિહાસ શિખવે છે કે દેશ સુધારનારાઓના ત્રાસથી નાશી છૂટેલાઓ ક્યાંઈને બદલે ક્યાંઈ ઉતરી પડ્યા તો 'નવી દુનિયા' હાથ લાગી અને એમાંથી અસાધારણ દોલત મળી આવી—એટલી અસાધારણ દોલત કે જ્હેની 'જુની દુનિયા'ને હરહંમેશ ઈર્ષ્યા થતી રહે ! વળી મ્હારા સિદ્ધાંત મુજબ તો એકનો ઇતિહાસ તે સર્વનો ઇતિહાસ હોઈ, રસ્તો ચૂકેલા અંગ્રેજોની બાબતમાં જે થવા પામ્યું એ જ મ્હારી બાબતમાં થવા પામે, એવી શ્રદ્ધા મ્હારો ભય દૂર કરે છે હા, રસ્તો મુકરર કરવાનો ઇજારો રાખનારાઓની બત્રીશીએ ચ્હડવાનો ત્હમને ભય હોય તો ત્હમારા પત્રની ઇજ્જત ખાતર મ્હને રસ્તે ચાલવામાંય વાંધો નથી.

હું ભૂલતો ન હોઉં તો રસ્તો અથવા સીરસ્તો એ છે કે જીવનચરિત્રની શરૂઆત ચરિત્રનાયકના જન્મના સમય અને સ્થાન તથા જન્મદાતાની (વાસ્તવિક કે કલ્પિત) ખાનદાનીના ઉલ્લેખથી થવી જોઈએ; અને પછી ચરિત્રનાયકનું નામ કેમ પડ્યું તે નોંધવું જોઈએ. મ્હારૂં નામ તો તમે અત્યાર આગમચ પોકારી ગયા છો એટલે એટલી પીડા તો તમે ટાળી છે. હા, તમે હજી એ નથી કહ્યું કે એ અમુક જ નામ કયા ઉદ્દેશથી પસંદ કરવામાં આવ્યું હતું. પણ તે તો હું પોતે જાણતો નથી ! નામવિધાનની ક્રિયા મ્હારાપર કરવાની હોવા છતાં મ્હારી તો સમ્મતિ કે સલાહ લેવા જેટલુંય ચોકવાનું કોઈને પાલવ્યું નહોતું. નામો પાડવા અને ગુણો આરોપવાની ઉલટ સૌમાં એટલીજ હોય છે, આ કાંઈ હું ફર્યાદ રૂપે કહેતો નથી; હકીકતમાં હું જે નામ પસંદ કે સહન ન કરી શકું એવું નામ તો મ્હારા પર નથી જ ઠોકી દેવામાં આવ્યું. વાત એટલી જ છે કે કાંઈ પણ નામ બક્ષવાની ઉદારતા મ્હને જરૂરની ન હતી ! માલેકીના શોખે પોતાનો હક્ક સાબીત કરનારૂં નિશાન કર્યા વગર કોઈ કે કશાને છોડ્યા નથી ! તમામ ઘર કે ખેતર પર નંબર જોશો, સરકારી ઝાડપર પણ નંબર જોશો, ખેડુતો અને પરગજુ પાંજરાપોળો પણ ઢોરના શરીર પર માલેકી જણાવની હારકાની છાપ કોતરી કાઢે છે, કોઈની પુત્રીને સહચારિણી તરીકે ઘરમાં લાવો છો ત્હારે મનુષ્ય પ્રાણીનેય માલેકીની ચીજ શું નથી બનાવતા ! ફલાણી મ્હારી સ્ત્રી એમ શું નથી કહેતા ? આજની આગળ વધેલી સ્ત્રીને "સ્ત્રી એ પુરૂષની મિલ્કત છે" એવો ખ્યાલ માત્ર પણ અસહ્ય લાગે છે. પણ હજી સુધી યુરોપ અમેરિકામાંય કોઈ

વિવાહિત સ્ત્રીએ ફલાણા પુરૂષની મીસીસ એવા નામથી જ પોતાને ઓળખાવવાના રીવાજ સ્હામે બળવો કર્યાનું સાંભળવામા આવ્યુ નથી આ દેખાતી દુનિયામા બધેય માલેકીના દાવા ખડા જ છે સ્ત્રીની શુ વાત કરીએ, પુરૂષ પણ જન્મતાવેત કુટુમ્બીઓની મિલકત નથી બનતો ? સમાજ અને રાજ્ય પણ શુ તમામ પર પોતાનો હક્ક નથી કરતા ? ત્હમે જ્હેને મિત્ર કે નિર્દોષ માનતા હો તેવી વ્યક્તિ કે પ્રજાને ત્હમારા હાથેજ મરાવવા માટે રાજા કે રાજ્ય શુ ત્હમારા પર હક્ક નથી કરતા ? શ્રીમત હો વા સાક્ષર હો વા સાધુ હો, આ બહારની દુનિયામા તો જ્હેનો જ્હા હાથ પડ્યો ત્હેનો ત્હા, દાવો ઉભો જ છે ? ક્રાઈસ્ટને વેડુ ( Lamb ) કહેવામાં આવે છે, પણ જનરલ બુથનો હાથ જેટલા ઘેટા પર પડે તે બધા પર ક્રાઈસ્ટના પ્રતિનિધિની માલેકી ચ્હોટી જાય છે જ ને ? હક્કના હાઉથી બચના ક્યહા નાસી છૂટશો ? સાપ જેમ કાચળી છોડીને ભાગે તેમ અંગ્રેજો ઈગ્લડ છોડીને નવી દુનિયામા પહોચ્યા પણ ત્યહાય શુ ઇગ્લડે ત્હેમની પાસે પોતાનુ સ્વામિત્વ સ્વીકારાવવા યુદ્ધ નહોતા કર્યા ? ભયકર યુદ્ધો બાદ ઇગ્લડથી સ્વતત્રપણુ જાહેર કરવામા આવ્યુ અને સ્વતત્રતાનું ગજાવર પૂતળુ સ્થાપવામા આવ્યુ તોય શુ ? છેલ્લા મહાયુદ્ધ વખતે લોહીનો હક્ક આગળ કરીને અમેરિકાને ઇગ્લડની સેનામા ન્હોતુ ખેચી શકાયુ ? અને એમ જ્ઞાતિબધુ તરીકેનો હક્ક, દેશ બધુ તરીકેનો હક્ક ધર્મબધુ તરીકેનો હક્ક, અને બધુ અગતિકાર ઘમાગમા ત્હમજી શકશે કે ભાઇબધ પત્રકાર તરીકેનો હક્ક કયો બનાત્કાર નથી કરતો ? એય ઠીક, પણ ખુદ ત્હમારૂં શરીર ત્હમારી પાસેની કેટકેટલી સેવાઓ લેવાનો હક્ક કરતુ આવ્યું છે ? એમજ

ત્હમારૂં મન ત્હમારાપર હક્ક કરે છે, એમજ બુદ્ધિ, એમજ ત્હમારૂં 'હું' પણું: એ સર્વના દાવા શું થોડા છે ! કોના-કોનાથી નાશી છૂટશો ! કેટલાઓ સ્હામે 'ફર્યાદ' કરશો ? ક્યહાં, ક્યહાં ત્હમારા સ્વતંત્રતાના હક્કની દલીલ કરતા ફરશો !...દલીલને છોડી સ્વસ્થ થાઓ અને અંદરની Will ને નિદ્રાથી જગાડો તો એ જ સ્વતંત્રતા છે; બાકી કોઇ સ્થાને સ્વતંત્રતા નહિ દેખી શકાય...આથી પણ સ્હમજાશે કે જીવન એ અંદરની ક્રિયાનું નામ છે, નહિ કે બહારની ઘટનાઓનું.

પણ હું મ્હારા નામની વાત કરી રહ્યો હતો. હું કહી-ગયો તેમ મ્હારા પર 'હક્ક' કરવા ઇચ્છનારાઓએ મ્હારી સલાહ કે સમ્મતિ વગરજ મ્હારૂં નામ 'વાડીલાલ' એવું નક્કી કર્યું હતું, જો કે મ્હેં તો એમાંનો પ્રથમ અક્ષર જ કબુલ રાખ્યો છે, અને એ પ્રથમ અક્ષર વમાં ચારે અક્ષરનો ભાવ સમાવેલોજ છે. વળી હું નામમાં આવી ' કરકસર ' કરૂં તેથી પ્રાચિન રૂઢિને કે આજની નીતિને કે કોઈના માનેલા હક્કને ખીલીખટકો થવા સંભવ નથી. દરેક સાચો વ્યાપારી ખર્ચમાં 'કરકસર' કરે છે, દરેક ઉંડો વિચારક 'સૂત્ર'(Aphorism) દ્વારા જ લખે છે, દરેક વિહંગમ ટૂંકો રસ્તોજ પસંદ કરે છે, દરેક સાચો શુભટ શસ્ત્રનો ઓછામાં ઓછો ઉપયોગ કરે છે, દરેક સુવ્યવસ્થિત રાજ્ય ઓછામાં ઓછા કાનૂન અને થોડામાં થોડા અમલદારો રાખે છે, દરેક ઉત્તમ નાટક ઓછામાં ઓછાં પાત્રો માગે છે—અને એક દિવસ મ્હને એવીજ ઘેલછા થઇ આવી હતી કે એક પ્રખરમાં પ્રખર 'અસર' ઉપજાવવાનું કાર્ય દોઢ જ પાત્રથી ભજવાતા ન્હાનામાં ન્હાના નાટકદ્વારા કરવું ! અને તે પ્રયોગ 'મસ્તોની અનોખી મસ્તી' શીર્ષક લેખના એક ભાગ તરીકે

। હતો. ત્હારે હવે હું 'ઘ' ના જન્મકાળ અને જન્મસ્થાન
કાર્યો કે અકાર્યો તરફ નજર કરીએ.
હમે માનો યા ન માનો—અને કોઇના માનવા—ન માન-
કોઇનું અસ્તિત્વ સાબીત કે ગેરસાબીત થતું નથી—હકી-
કોઇ કે કાંઇ ન્હોતું, કાળ (Time) કે કાળને જન્મ
ાર ભાવ (Thought) પણ ન્હોતો ત્હારેય હું અકલ્પ-
હ્મ (પ્રહ્મ અથવા આત્મા)રૂપે હતો. એ સ્થિતિમા હયાતી અને
નું ભાન એવા બે ટુકડા ન હોવાથી આજના વિલ્યમ
પેયરેને સતત્ મતાવી રહેલા "To Be or Not To Be"
પ્રશ્નને માટે સ્થાનજ ન્હોતું, પણ તે પછી હું
। (Space) રૂપે ઉતર્યો ત્હારે કાળ (Time) નો પણ
થયો મ્હારા એ સીધા અવતરણની મધ્યમાં વિશ્વ
થયું: આમ જ કેમ જાણે એક કિરણને લાગેલો પરપોટો
ાહિ !
ાશ્વના આત્મા અથવા અભિમાને પોતાની તંદુરસ્તી
હે એટલા ખાતર પોતામાં ત્રણ શક્તિઓ પ્રકટાવીઃ
વિકાસ અને વિરામ. આ શક્તિઓએ પછી પોતાને
। સ્થાન તરીકે વસુધા ( પૃથ્વી ) પ્રકટાવી અને વરુણ
), વાયુ, વિશ્વાનર (અગ્નિ), વારિ (જળ), વિજયંત
The Lord of Will to Power ), વૈશ્રવણ
The Lord of Plenty) અને વિનાયક ( ગણેશ,
ing and organising capacity ) આદિ દિવ્યતાઓ
રી.
દિવ્યતાઓએ વસુધાપર ઘેનીકિયા ( કૃષિ અથવા
ક્રિયા ) કરી જહેને પરિણામે વલ્લિ (વેલ), વૃક્ષ, વત્સ

અને વરાટક ( દોરડું, પોતે પોતાને વટાવી જનાર અર્થાત્ મનુષ્ય ) એમ ઉત્તરોત્તર ચ્હડતી શ્રેણિની સંતતિ અસ્તિત્વમાં આવી. આ, અવતરણનો નહિ પણ ઉદ્‌ગમનનો કાળ હતો; કારણ કે કાળની કલ્પના મનુષ્ય મગજમાંથી ઉદ્‌ભવે છે. એ કાળ લંબાતો ગયો અને મનુષ્યબીજ વિકસતું ગયું ત્યારે દર્શન પ્રકટ્યો અને વર્ચસ ખીલ્યું.

એ વસંતકાળે વ્યાસ, વાલ્મીકિ, વાત્સ્યાયન, વાજસનેયિન્, વાચસ્પતિ, વૈશંપાયન, વિવસ્વત્ ( આ યુગનો સમાજ વ્યવસ્થાપક મનુ ), વશિષ્ઠ, વિશ્વામિત્ર આદિ કાંઈ કાંઈ રહસ્યવેત્તા અને કૃષિકારો પ્રકટ્યા. તેઓને પોતાનું અસ્તિત્વ અસહ્ય લાગ્યું અને પોતાનેય વટાવી જાય એવા વસુધાના મૂળથી વ્યોમની પેલી પારના અવ્યક્ત બ્રહ્મ સુધી વ્યાપેલા—મનુષ્યવૃક્ષ ઉપજાવવાના પ્રયોગોમાં જીવનનો યત્ન કર્યો. એ યત્નમાંથી, એ હોમાયલાં વિશુદ્ધોની જ્વાળાઓમાંથી વર્ધમાન ( પ્રતિક્ષણ પ્રગતિ કરતા, કોયડારૂપ પુરૂષ ) અને વાસુદેવ (કૃષ્ણ) જેવી પૂર્ણતાઓ પ્રકટી.

કૃષિકારોએ તેણીના ઉદરને ફોકટ ચૂંથ્યું ન્હોતું એવી ખાત્રી થવાથી વસુધા હવે પ્રફુલ્લિત બની. પૃથ્વીને મળેલા એ ગૌરવને લીધેજ પૃથ્વી અને પ્રિયમુખીની 'કિંમત' ખુદ લક્ષ્મી કરતાંય વધી પડી. રાજ્યભજનો ભલે જાય પણ જમીનનો એક તસુ જેટલો ટુકડો ન જવા દેવો, માથું ભલે જાય પણ માનુનીનું માનભંગ ન સાંખવું એ પ્રકૃતિ ત્યારથી જ મનુષ્યમાં ઉદ્‌ભવી.

પ્રકૃતિ અથવા ધરતીના એ ઉજ્વલ સમયમાં તેણીના ઉદરમાંથી કેટલાએ વજ્ર અથવા હીરા પાક્યા, જેઓ કોલસાની વચ્ચે જ પાક્યા છતાં કાળા અને પોચા કોલસાથી તદ્દન ઉલટીજ પ્રકૃતિ ધરાવતા હતા. તેઓમાં પ્રકાશવાનો અને સર્વ કાંઇને

કાપવાનો-ભેદ કરવાનો કરણ ગુણ જોઈ કોલસા જેવી જનતાપર રાજ્ય કરવા તેઓ પૈકીના ન્હાનાં નંગોને નિયત કરી મ્હોટાંઓને વાસુદેવે અને વર્ધમાને ઘડી, પાસા પાડી કર્ત્તવ્ય રહિત વિજ્ઞાની બનાવ્યા. આ વિજ્ઞાનીઓ અથવા મ્હોટા હીરાઓના પૃષ્ટપર હું ઘેદ રૂપે અને અનેક વિસ્ફોરૂપે પ્રતિબિંબિત થયો અને મ્હારો એ વિવર્ત જનતામાં સત્યપદાર્થ મનાયો. પોતાના 'ભાસ' ને જનતામાં પ્રદર્શિત કરવા તેઓએ વૈખરીનો ગુપ્ત ઢંગ વહેવડાવ્યો. જનતાથી આ વિર્યની અરદાસ થઈ શકી નહિ, જેથી વાણીનો વ્યભિચાર વધવા લાગ્યો.

વાણીનો વિસ્તાર જેમ જેમ વધતો ગયો તેમ તેમ વાણિજ્ય અને વાદ, વ્યાકરણનાં ચૂંથણાં, વનિતાના માંસનાં ચૂંથણાં વધુને વધુ વ્યાપકતાને પામ્યા. સપાટીપરનું આ આળોટવું હવે 'પ્રગતિ' અને 'વિકાસ' રૂપ મનાયું. આ પરિસ્થિતિઓ વચ્ચે વર્ધમાન કે વાસુદેવ જેવા વિહંગમોને અનુકૂળ વાતાવરણ મળવું અશક્ય હોઈ તેઓ તો ક્યારનાય વસુધા અને વ્યોમ વચ્ચે સ્થાપેલા ઉભા પૂલ જેવું પોતાનું સ્વરૂપ ખેંચી લઈ અવ્યક્તમાં અંતર્ધાન થઈ ગયા હતા, અને તેઓએ ઘડેલા હીરાઓ પહાડી ગુફામાં છૂપાઈ ગયા હતા કે જેથી બીમાર, વ્યભિચારી અને નિર્માલ્ય જગતનાં દશ્યો એમના આયનાપર પ્રતિબિંબિત થવા પામે નહિ.

હવે ધમાલનો કાળ આવ્યો. 'જોઈએ છે-હજુ વધુ જોઈએ છે' એવો અવાજ ચોતરફ ગાજવા લાગ્યો. ક્ષુધાનો એ અવાજ હતો અને તે મરુભૂમિ બનેલી પૃથ્વીમાંથી નીકળતો હતો. અખંડ 'રૂદન' રૂપ જીવન બન્યું અને રૂદન વચ્ચે થતી દરેક 'ખેતી' અશક્તિનું કાર્ય હોઈ માત્ર જમીનપર લીટા ખેંચવાનું જ કામ

ખજાની શકતી તેથી સંતાન માત્ર, કાર્ય માત્ર નકામા- રોપા (Weeds) જેવા લાગ્યા. ભૂખના સંતાનોથી, દુષ્કાળના પાકથી, દુનિયાનું શાસન ચાલવા લાગ્યું, સર્વત્ર ધર્મસને સ્થાને ઘરૂ ખેલવા લાગ્યો, વિકાસ અને વિજયને સ્થાને વિષય અને વિખ્યાતિનાં સામ્રાજ્ય જામ્યાં.

વિષય અને વિખ્યાતિની વાટ (રસ્તા) તથા તે પર વિચરવાનો વેગ પણ મ્હારામાંથી જ મળતો હતો, વાટે ચાલતાં તે વિયાગીઓને જે કાંઈ નજરે પડતુ ત્હેનું વિલોકન અને ત્હેનાથી વિગ્રહ કરવા તેઓ ચુકતા નહિ. પણ એ બધી ક્રિયા અશક્તિમાંથી ઉદ્ભવતી હોઈ તેઓને થોડા વખતમાં અપચો થવા પામ્યો. અપચાએ વ્યાધિ પરમ્પરા ઉપજાવી અને વેદના અસહ્ય થઈ પડી ત્હારે ત્હેમના જીગરમાંથી વિધની માગણી પ્રકટી.

માગણીની સાથેજ હાજરી આપવાની પ્રકૃતિવાળો 'હું' પ્રથમ તો વિરેચન રૂપે ઉપસ્થિત થયો અને કંઇકોને જાજરૂમાં એકાંતમાં ઉપરા ઉપરી ધકેલી ત્હેમનાં ગોટલા છોતરાં ઢીલાં કર્યા પછી ત્હેમને વિપદ્‌ના વન્હિમાં નાખીને વિપાકરૂપ-ભસ્મરૂપ-ખાખરૂપ-શક્તિરૂપ બનાવ્યા, એ ખાખ ઓઢી જ ધંધાદારી વૈદ્યોને ત્હાં મળી શકે છે!

જેઓ વિરેચન અને વન્હિને 'ભયંકર' માનતા હતા, તેઓને નિરંતર નરક સમાન જીંદગી માણવાને સ્વતંત્ર જ રહેવા દેવામાં આવ્યા હતા; તેઓના વ્યાપાર અથવા વ્યવહારો એમને વિત્ત, વનિતા, ઘાવ, ઘાક અને વિખ્યાતિ આપતા રહે છે. તે ફ્ળોને ભોગવવા જતાં તેઓ તે ફ્ળોથી ભોગવાઈ જાય છે, The possessor is possessed, The deceiver is deceived. પણ ઠગનાં અને ઠગાનાં તેઓ વ્યાયામ

તો અવશ્ય પામતા જાય છે અને એમાંથી જ એક દિવસ વિપ્લવ શક્તિ પણ પામશે, કે જે વિપ્લવ જ વ્યુત્થાન પ્રેરશે; ત્હારે, પૃથ્વીની સપાટીને વળગી રહેલો કીડો વિશેષતા પામી વિષ્ણુ બનશે. આમજ ભૂત વિભૂતિને પ્રાપ્ત થાય!

હા, એમજ ભૂત વિભૂતિને પ્રાપ્ત થાય, એમજ વિપ્લવ અને વ્યુત્થાન દ્વારા જ. પણ આજે વિપ્લવ અને વ્યુત્થાન જોઇએ છે કોને ? તે ગમે છે જ કોને ? આજે તો ગમે છે અને આવડે છે, માત્ર શયન અને તે પણ કુકરીની સાથે ! અને તેથીજ લોકશિક્ષકોએ કુકરીને શણગારવામા સઘળા વાગ્મયનો વ્યય કર્યો છે. એક વખત એક લોકમાન્યે વિપ્લવ અને વ્યુત્થાન રૂપે મ્હારી ગીતા ગાઇ હતી, પણ જ્હારે એ ગીતથી પ્રસન્ન થઈ હું સ્હામે આવી ઉભો ત્હારે એ નકલી ગવૈયાથી મ્હારૂં તેજ ખમી શકાયું નહિ અને તેણે પોતાના શબ્દોમાં 'વિપ્લવ' નહિ પણ વફાદારી હોવાની દલીલો ગાવા માંડી ! કારણ કે તે 'લોકોનો' સિંહ હતો ! તેણે લોકોને વાચાળ બૈરી બનાવવાના સુંદર તપ કર્યા હતા અને બૈરીઓએ તેને એક બૈરીથી આપી શકાય એટલું બધુય બદલામાં આપ્યું હતું. તે 'વફાદાર બૈરીઓ' એના શબને પોતાના મસ્તક પર ન્હડાવી મ્હોટા ઠાઠમાઠથી સ્મશાને પહોંચાડી આવતાં સુધી રોઇ પછી જ બીજું ઘર માંડવા તૈયાર થઇ હતી. આ બીજો પતિ 'વફાદારો'ના વળગાટ વગરનો હતો એમાં તો શક નહિ, અને વિપ્લવનો અવતાર હતો; પણ જ્હારે એની પ્રિય સખીઓને વિપ્લવથી જરાસી આંચ લાગવા માંડી ત્હારે આનું કોમળ હૃદય દ્રવવા લાગ્યું, પરદયાના મીણથી બનેલા એ હૃદયે ખરે વખતે પોત પ્રકાશ્યુ. કારણ કે ત્હાં

યુરોપી ખાણનો કોલસો હતો, હિંદી ખાણનો હીરો પણ પાડીને મૂકાયલો ન્હોતો. તેથીજ તો તેણે હીરા અને કોલસાને સમાનતા અર્પી હતી. અને તેથીજ, જ્હારે આ 'બળવાખોર' નિષ્ફળ ગયો ત્હારે એણે કોલસામાંથી ઘડેલી કુબ્જાઓ શત્રુની શય્યા સમારવામાં ગર્વ લેવા લાગી. મ્હારા શંકરસ્વરૂપને દયા શિખવવાનો ફાંકો રાખતો આ તપસ્વી આમ દયાજનક રીતે પોતાનું આસન ઉલટાઇ ગયેલું જોઇ વિશ્વ બની પ્રતિદિન બુદ્ધ ભગવાનની દયા યાચે છે. અને ભગવાન બુદ્ધની પહાડી દયા મૌનથી જવાબ આપે છેઃ "વિલાસ કરવા નીકળવું અને 'જમીન'ની દયા ખાવી ? કૃષિ કરવી અને હળથી વીંધાતી પૃથ્વીની ચીસ સાંભળવા કાન ખુલ્લા રાખવા! આંખો અને કાન બંધ કરતાં શિખ્યા વગર 'યોગ આરંભવો! પોતાની દયા વિચારી તે શું પારકી દયાના બરફથી પીગળવા માટે!"

એમ તો 'યોગી'ઓનો અને આંખો તથા કાન બંધ કરી રાખનારાઓનો કાંઈ છેક જ દુષ્કાળ પડ્યો નથી ! એવા એ Superman કોઈ કોઈ ખૂણે પડેલા છે કે જે પોતાને કોઈ વિકાર ન હોવા છતાં માત્ર લોકરૂઢિ રૂપ સેતાનને હરાવવા માટે જ લગ્ન વિષયક પ્રણાલિકા સ્હામે બળવો ઉઠાવી શકે છે પણ 'કાનૂન'ની વફાદારી જાળવીને ! કારણ કે, પ્રણાલિકામાં પ્રાણ રહ્યા નથી અને કાનૂનમાં સર્વશક્તિનો વાસ છે -- આ 'કલી'યુગમાં આમજ વિપ્લવ અને વ્યુત્થાન થાય છે --રેલ્લામાં રહેલે રસ્તે અને વધુમાં વધુ ધાંધાટ સાથે પહાડમાં અને ગુફામાં પાકતા Superman હવે નાટકસાદ, સપાટ અને પોલા તખ્તાપર જન્મવા લાગ્યા છે એ ત્હાં બાહુની છડીદારો નેકી પોકારવાને સદા તૈયારજ હોય !

એક બાજુ સૂર્યવંશી કૃષ્ણની-કર્મયોગની-' નકલ ' આ
માણે થતી હતી, ત્હારે બીજી બાજુ ચંદ્રવંશી રામની જ્ઞાન-
ાગની નકલ કરવા એકાદો વિભાકર પણ તખ્તાપર આવી
ૂક્યો હતો. એણે નાટકના તખ્તાપર નૂતન સૃષ્ટિ રચી, જેમાં
ાજુરને મહત્ત્વ અને મુક્તિ આપ્યાં અને સ્ત્રીને સ્ત્રી સાથે
રણાવી. જનતા ખૂબ પ્રસન્ન થઇ અને બહુચરીના ભક્તોએ
ઠકળ ટાબોટા પાડયા. પણ મનુ કે જે આ બધો વખત
ાાકાશમાં ઉભો ઉભો શાપ વર્ષાવી રહ્યો હતો ત્હેની સહન-
ીલતાનો છેડો આવ્યો. તેણે ત્વરાથી આ નૂતન બ્રહ્માને
ાતાની પાસે ખેંચી લીધો અને કાન આંબળીને કહ્યું: "બૅરીસ્ટર
ને બ્રહ્મા એમ બેવડા પદ પામવા છતાં હજી ઠોઠ નિશા-
ઓજ રહ્યો ? વિભાકરનો વંશજ બનવા છતાં તું નિશાચરની
ફક સ્ત્રી અને જનતાની નગ્નતા જોવામાં નિષ્ફળ ગયો ?
ડાં વર્ષ અહીં રહી મ્હારી મનુસ્મૃતિનું અધ્યયન અને દોહન
; એટલામાં સ્ત્રીથી પરણતી સ્ત્રીઓની સૃષ્ટિમાં અસંતોષ અને
ાહલ જાગતાં પુનર્વ્યવસ્થા માટે મ્હારે નીચે ઉતરવું જ
શે અને તે વખતે મ્હારે ત્હને મ્હારા કિરણ તરીકે વાપરવો
શે. ત્હારા બિરાદર ચેલ્શે નવું સ્વર્ગ અને ચર્નાર્ડ શૉએ નવું
રચવામાં જે 'ઉડાણ' અને જે ' કડણાશ ' વાપર્યાં છે તે
રે હજી મેળવવાનાં બાકી છે, અને તે મેળવવા માટે આકાશ
કાંત) અને અવકાશ ( ફુરસદ ) બન્ને તત્ત્વો અનિવાર્ય હોઇ
ી ત્હારા કલ્યાણ માટે જ અહીં ખેંચવામાં આવ્યો છે. "

આજે પણ વિભાકર, વિલ્યમ શૅકસપિયર ( કે જે 'પ્રેટા'નો જ
શોણીન હતો ), અને વિલ્યમ સ્ટેડ ( કે જહેને પોતાનો
શો મોકલવા માટે જુલીઆ-એક સ્ત્રી જ મળી શકી હતી,

કોઇ પુરૂષ નહિ): એ ત્રણે એક સાથે મળી વિવસ્વત્ અપરનામ મનુને ચરણે મનુસ્મૃતિ શિખી રહ્યા છે. તેઓ મનુના હૃદયને આરપાર વીંધી ત્હેનું અધ્યયન કરી રહ્યા છે, એટલા માટે કે તેઓ આગામી યુદ્ધમાં તે વિજયવંતના ચજ તરીકે ભવ્ય ખેલ ખેલી શકે

તાજુબીની વાત છે કે આજે ખેલવાની ઇચ્છાવાળાઓ બધા વિલાયત જ દોડે છે, જ્યહાં ધુમસ અને ધુંવા સિવાય બીજું કાંઇ નથી. ત્હેમને પોતાની વારાણસી અથવા કાશીપુરીનું તો સ્મરણે યતુ નથી, જો કે ત્યહાં અખંડ પ્રકાશ અને ઘંટાનાદ અને દિવ્ય રાસલીલા છે અને જો કે તે સ્થાન દરેકને વધુમાં વધુ નજદીક છે. પણ વાત એ છે કે વારાણસી, વૃંદાવન કે દ્વારકા સમુદ્ર તળે છે, તળેટીપર નહિ. પ્રાણીને ઘૂંટી શકે તે જ ડૂબકી મારી શકે અને દિવ્ય સ્થાનોના દૈવી અંશો બની શકે.

પણ બન્ધુ 'પ્રગતિ'કાર, મ્હારી આ વિસ્મય વાર્તા વધુ વખત લંબાશે તો ત્હમારા વાચકોનીય ધીરજ ખૂટવા લાગશે માટે મ્હારે હવે મ્હારા વૃત્તાંતને જલદી જલદી આટોપવું જોઇએ. એમ તો, ઘ પોતે સ્વતંત્ર શબ્દ હોઇ સઘળા ઘર (શ્રેષ્ટ) ગુણોનું નિવાસસ્થાન છે, જેથી એની ગીતાનો પાર ન જ આવી શકે. ત્હમારૂં વ્યાકરણ પણ સાક્ષી પૂરશે કે એક ઉપસર્ગ તરીકે વિને જ્યહાં જ્યહાં સ્થાપવામાં આવે છે ત્યહાં ત્હાં તે વિશેષતા અર્પે છે. ઘ જ્યહારે ક્રિયાત્મક બને છે ત્યહારે વિરૂપ ધારણ કરે છે અને એમાંથી સઘળી મહત્વની ક્રિયાઓ વહે છે. જેવી કે, ગતિમાન થવું, ફેલાવું, ખેંચવું, હજમ કરવું, ગર્ભ ધારણ કરવો, પ્રકાશવું, મુક્ત યતું, ઇત્યાદિ. ત્હમારા શાહુકારો અને સાહિત્યકારોને જ્યહારે રીઝવાની મરજી થાય છે ત્યહારે ત્હેમને ડોલાવનાર ત્રણે સાધનો-ઘસન્ત, ઘન કે ઘારિકા અને વિઘાયુક્ત વિનોદિની-

ઘ પાસેથીજ મળી રહે છે.અને જ્હારે કોઇવિચારક(Thinker), વિજ્ઞાની ( Scientist ) કે વિહંગમ ( Philosopher )ને વિજિગીષાની મૂર્તિ વિજયા સાથે ભેટવાની ઇચ્છા થાય છે ત્હારે પણ ઘ જ ત્હેમને વિધિના મસ્તકપર પગ મૂકાવી વ્યોમમાં ઉડાડી વૈકુંઠમાં પહોંચાડી દે છે, કે જ્હાં કામજ્વરવાળા કોવિદોની કુદૃષ્ટિથી કલુષિત થવાના ભયને સ્થાન નથી.

આમ હું સર્વને સાનુકૂળ હોઇ મ્હારાથી વિમુખ થવા કે વિરોધ કરવા વિદ્વાન કે વિમૂર્ખ કોઇને ઇચ્છાજ થતી નથી. કારણ કે વિરોધની ક્રિયા પણ ઘને આગળ કર્યા વગર બનીજ ક્યાં શકે છે ? કોઇનો પોતાનો મ્હારા સ્વરૂપમાં વિલય કરવા ઇચ્છે કે મ્હારાથી વિયોગ ઇચ્છે તો પણ જાણતાં—અજાણતાં—મ્હારામાં જ આવી પડે. મ્હારૂં વિસ્મરણ કરવાનો પ્રયત્ન જ કરનારને મ્હારા અખંડ સ્મરણમાં લાવી મૂકે ! વિનય કરે કે વિક્ષેપ, વિનિમય કરે કે વ્યતિરેક, વિશ્વાસ કરે કે વિતર્ક, વ્યવહાર કરે કે વિરાગ, વિદ્રોહ કરે કે વિશ્વપ્રેમઃ જે કાંઈ જે કોઈથી કરાય તે મ્હારી અંદર રહીને અને મ્હારા બળપરજ થવું શક્ય છે. અને તે છતાં હું નથી બળવાન કે નથી અબલ, નથી ક્રિયાત્મક કે નથી અક્રિય, નથી દેનારો કે નથી લેનારો, નથી દૃષ્ટા કે નથી અંધ. મ્હને ઉકેલવા મથનારાઓ ( મ્હારાપર મહાન અન્યાયો કરી બેસે છે અને તે છતાં તેઓ પોતેજ પોતાના આજના ઉકેલને કાલે ખોટો કહે છે. આ વસ્તુસ્થિતિમાં કોણ અને કેમ નિર્ણય કરી શકે કે હું ખોટો છું કે મ્હને અવલોકનનું પાત્ર બનાવનારાઓ ! અને જો નિર્ણય ન થઇ શકતો હોય તો એવા ઢંગધડા વગરના 'અણઘડ'ની કથાઓ શું લખવી અને કાગળ શાને બગાડવા ?

પ્રિયભાઇ શ્રી વાડીલાલ

શું ત્હમે જીવનચરિત્ર મોકલ્યું છે? મજાક તો નથી કરતા? જીવનચરિત્ર લખવાને બ્હાને જીવનચરિત્રો લખનારાઓને કે, જીવનનાટક ભજવનારાઓને માટે એકાદું શાસ્ત્ર તો નથી લખતા?

કોઇને અન્નની ભૂખ હોય તેવે વખતે ઉપવાસના ધર્મની વાતોથી એને ધરાવવા મથનારને દુનિયામાં કૃપણ કહેવાય છે, એ તો ત્હમારી જાણ બહાર નહિજ હોય.

મ્હારા સવાલને ત્હમે પાંખો આપી ઉડાડી મૂકવા પ્રયત્ન કરશો એવી મ્હેં કદાપિ આશા રાખીજ નહોતી. ત્હમે જાણોજ છો કે પાંખો જેમ આપી શકાય છે તેમ કાપી પણ શકાય છે!

મ્હારો સવાલ જો કડણ પહાડ જેવો હોય તો, મને કહેવા દો કે, ત્હમારૂં જીવન પણ કાંઈ ઓછી કડણાઈઓ વચ્ચે પસાર થયું નથી અને એ કડણાઇઓનોજ પ્રતાપ છે કે ત્હમે આજે જે છો તે છો. અને તેથીજ ત્હમારા જીવનની ઘટનાઓ જનતાને કાંઈક કડણ બનાવનારી અને મનન પ્રેરનારી બનવા પામશે એવી માન્યતાથીજ ત્હમને પોતાને ત્હમારૂં જીવનવૃત્ત લખવા વિનવ્યા હતા અને એ મારી વિનંતિ હજી ઉભીજ છે, બલ્કે તે સ્વીકાર્યેજ છુટકો છે.

સૂત્ર રૂપે ત્હમે હમણાં જે 'પ્રગતિનાં પાદચિન્હો' લખો છો તે કઇ જીવનઘટનાઓમાં પ્રગટી શકે છે એ સમજવાની જનતાને તક આપવામાં ત્હમને શું વાંધો હોઇ શકે તે હું સ્હમજતો નથી.

ત્હમે સમજી શકો છો કે પ્રગતિના પન્થમાં ત્હમે રાજીખુશીથી નહિ પડો તો જનતા જબરજસ્તીથી ધકેલશે. જનતાની જકડથી કોણ બચી શક્યું છે?

અનુકૂળ પડવાની રાહ જોતો ત્હમારો

પરશુભાઈ

## ઉપલા પત્રનો ઉત્તર.

પ્રિય, 'પ્રગતિ'કાર !

જીવનવૃત્ત લખવાને બદલે મજાક કરવામાં આવી હોય એવી આશંકા ત્હમને થઇ તે જોઇ હવે આગળ લખતાં બહુ બહુ વિચાર થાય છે ! જીવનને શું હું મજાકમાં ઉતારી શક્યો ! હરે, હરે ! એ શક્તિ મ્હારામાં ક્યાંથી ? મ્હારો પ્રભુ જાણે છે કે હું એ શક્તિ માટે કેટકેટલી કિંમતો ભરી ચૂક્યો છું.

જીવનને મજાક ગણવાનું તો ફક્ત રામની પ્રકૃતિમાં હોય, કે જ્હેની દરેક ક્રિયાશક્તિના ઉભરાવાનું સ્વાભાવિક પરિણામ હોય છે—બાળકની રમતરૂપ હોય છે. બાકી તો બધાય રાવણ છે, જ્હેની દરેક ક્રિયા રૂદનરૂપ, આઘાત–પ્રત્યાઘાતરૂપ હોય છે. હજી તો હું રાવણ અને રામની વચ્ચે ઉભેલો વિભિષણ છું, કે જે વચલી સ્થિતિમાં જીવન વધુમાં વધુ ક્લેશમય હોય છે. સહોદર રાવણ પર શસ્ત્ર ઉગામવું શક્ય ન હોય તેમ બેચાણુ કરતા રામ પાછળ ભટક્યા કર્યા વગર પણ ચેન પડતું ન હોય. એવી એ 'દશા'માં જીવન એટલું બધુ ત્રાસદાયક અને અશક્ય થઈ પડે કે એને પચાવવાના 'ડોઝ' સિવાય ચાલી શકેજ નહિ. તેથીજ તો, ત્હમે જ્યારે મ્હને જીવનવૃત્ત લખવાનું કહેવા દ્વારા મ્હારા જીવનની અશક્યતા કે જ્હેને ભૂલવા હું પ્રયત્ન કરી રહ્યો હતો ત્હેનું પુનઃ સ્મરણ કરાવી ભયંકર ત્રાસ પ્રગટાવ્યો ત્યારે, આમાં વેદાન્તજ્ઞાનને મ્હારી મદદે બોલાવીને મ્હારા નામ સાથે એકરાર કરી મ્હારામાં 'બેદરકારી' અથવા 'મસ્તી' પ્રગટાવવા મ્હેં કોશિશ કરી; એને ત્હમે 'મજાક' કહો છો, હું એને મ્હારી 'જરૂરીઆત' કહું છું—બીમાર વાડીલાલની 'દવા' કહું છું; તુકારામ વગેરે એને 'પ્રાણીનો પ્યાલો' કહેતા.

એ 'બીમારી' સ્ત્રીઓની ઋતુકાળની બીમારી જેવીજ હોય છે. તફાવત એટલોજ કે સ્ત્રીઓને ત્રણ દિવસ ત્હેને તાબે થવું પડે છે જ્યારે પુરૂષને બારથી ચૌદ વર્ષ સુધી એ બીમારી ભોગવવી પડે છે. સ્ત્રીને તેમજ પુરૂષને સ્ત્રીત્વ અને પુરૂષત્વ બરાબર ખીલવા વખતેજ ત્હેની શરૂઆત થાય છે, પણ સ્ત્રીને તે બીમારી ફરી ફરી આવે છે. રામનો દેશવટો, પાંડવોનો વનવાસ, મહાવીરનો 'તપ', કાઉન્ટ મોન્ટીક્રીસ્ટોનો કારાગૃહવાસ: સર્વ બાર બાર વર્ષની બીમારીઓ હતી કે જે બીમારી સંસારના સુખને સ્પર્શવા ન દે તો, સર્જનકાર્ય પણ કરાવી ન શકે: એ 'શુધ્ધિકાળ' મહા ભયંકર છે. 'વિચારક' માત્રને એ પ્રદેશમાં થઇનેજ પસાર થવું પડે છે એટલુંજ નહિ પણ એ પ્રદેશના છેલ્લા ભાગમાં પથિકે ગુપ્ત પણે રહેવું પડે છે, નહિ તો બીજો બાર વર્ષનો દેશવટો સહેવો પડે છે. નળે એટલા માટે તો કદરૂપા અને હસામણા બાહુકનો સ્વાંગ ધારણ કર્યો હતો! સમર્થ પાંડવો એ કાળમાં પવૈયા જેવા થઇને રહ્યા હતા! અને આજની દુનિયાનો મ્હોટામાં મ્હોટો વિચારક ફ્રેડરિક નિત્શે એ કાળે દિવાનો બન્યો હતો અને લોકોએ અને લોકોના પંડિતોએ એને ખરેખર દિવાનાશાળામાં ધકેલી દીધો હતો, એટલુંજ નહિ પણ દિવાનાપણામાં જ મરણ થયેલું જાહેર કર્યું હતું.

જવા દો 'દિવાના' અને 'બીમારો'ની એ વાતોને! ત્હમારા વાચકોને તો 'ડાહ્યા' અને 'ચેકડા મારતા' એકાદા પાત્રની નવલકથા જોઇએ છે, અને ત્હમારી એ માગણીની વિશેષતા વળી એ છે કે એવી નવલકથા મ્હારૂં 'જીવનવૃત્ત' હોવી જોઇએ! એટલે કે ત્હમે એમ ઇચ્છો છો કે પાંડવોની રૂપમાં

તેમની પત્ની (એટલે કે 'જીવન')નાં વસ્ત્ર ખેંચવામાં આવે અને એક પછી એક નવીન વસ્ત્ર પૂરાતાં આવે, એવી કંઈ રમુજ તમારી સમક્ષ રજૂ કરવામાં આવે! અફસોસ કે મ્હારી કુતુહલપ્રેમી વૃત્તિને સંતોષવાની મ્હારામાં [illegible] નથી. દ્રૌપદીનાં ચીર ગમે તેટલા પ્રયાસે ખેંચવામાં આવે જીવનના પડદા ગમે તેટલી કુનેહથી હટાવવામાં આવે, તે પણ જીવનના સ્વામી વગર બીજાથી એની નગ્નતા જોઈ શકાતી જ નથી.

અને જીવનને આલેખવાનો દરેક પ્રયાસ જીવનને ઢાંક-નારે એક વધુ પડદારૂપજ થઈ પડે. જે કાંઇ લખાય છે તે માત્ર 'નવલકથા', નહિ કે 'હકીકત'. હકીકતમાં (in fact), હકીકતને નામે માત્ર માયા (Deception) [illegible]

મનુષ્યને કઇ કલમ વર્ણવી શકશે? એના કેટલા [illegible] પામાં, ભોંયરા અને માળ અને અગાસી! 'આગળ' અને 'પાછળ'! દરેક સ્થાનમાં કેટકેટલા વિવિધરંગી [illegible] આવતા ને જતા! કોની તાકાદ છે કે આ બધાનું [illegible] શકે અને નોંધ કરી શકે! હું પોતે મ્હારૂં વર્ણન કરૂં [illegible] તો પણ પહેલી મુશ્કેલી એ કે હું મ્હારા જ [illegible] સ્વરૂપને જોઇ શકયો નથી, બીજા શબ્દોમાં કહું તો [illegible] દાવો કરનાર બુધ્ધિ હજી સૂક્ષ્મ થઈ નથી કે [illegible] શકે, એટલી હળવી થઇ નથી કે મ્હારા [illegible] અગાસીમાં પહોંચી શકે. તેવી મ્હારી [illegible] રહે કે તમે જ્યારે મ્હને મ્હારૂં જીવનવૃત્ત [illegible] 'મ્હને' શબ્દથી મ્હારી બુધ્ધિનેજ [illegible] મ્હારૂં ચિત્ર આપી શકે તે કેવું ઠીક! [illegible] નથી તેમાંના કેટલાકની નોંધ જ [illegible]

કલ્પનાશક્તિથી વર્ણવશે; પછી તે ઇતિહાસ, જીવનવૃત્ત, હકીકત તરીકે પ્રસિધ્ધિ પામશે! 'મનુષ્ય તું પોતાને ઓળખ !' એમ દરેક જમાનાના દરેક દેશના ડાહ્યા પુરૂષો બોલતા આવ્યા છે, પણ વાસ્તવમાં મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિ એટલી બધી હોય છે કે પોતાનું ઘર તપાસવાની 'ફુરસદ' અને શાંતિ ફાજલ પાડી શકતો નથી. અને આ વીસમી સદી કે જેમાં સારામાં સારા કહેવાતા મનુષ્યોને પણ એટલી હદબહારની પ્રવૃત્તિ રહ્યાં કરે છે અને 'ફુરસદ' તથા શાન્તિની એટલી બધી તંગી રહ્યાં કરે છે કે આજે બોલાતા કે લખાતા કોઇ પણ વર્ણન કે સિધ્ધાંતને 'હકીકત' સાથે ઓછામાં ઓછો સંબંધ છે એમ માની લઇનેજ તે વર્ણન કે સિધ્ધાંત વાંચી શકાય. જૈનોની 'દિક્ષા', બ્રાહ્મણોનો વાનપ્રસ્થાશ્રમ આદિ 'યોજના'ઓનો દુરૂપયોગ થવાથી ભલે આજે તેઓ નિંદાતી હોય, પણ વીસમી સદીમાં 'જાણવા'ની ઇચ્છાવાળા માટે સમ્પૂર્ણ અલગપણું એ એક જ અને અનિવાર્ય પહેલું સાધન છે. સામાજિક કે રાજકીય, ધાર્મિક કે સાહિત્ય વિષયક દરેક પ્રવૃત્તિથી અને 'સોબત' માત્રથી અલગ રહ્યા સિવાય પોતાનું ઘર તપાસવા અને જાણવાનું શક્ય જ નથી. તપાસવાનું કામ તો ખરેખર અતિ મુશ્કેલ છે જ, પણ તપાસવા માટે જોઇતું 'અલગપણું'ય મેળવવું અતિ મુશ્કેલ છે અને તે સહન કરવું અને લાંબો વખત જાળવી રાખવું એ તો એટલું ત્રાસદાયક છે કે માણસ દિવાનો ન બનવા પામે તો ત્હેનું સદ્‌ભાગ્ય! આ 'મુશ્કેલી'જ મનુષ્યોને તપાસવાના કામથી દૂર રખાવે છે અને સ્હેલા કામમાં-'બ્હાર' ભટકવામાં પ્રેરે છે. એ સ્હેલા કામમાં આજના લગભગ તમામ સાહિત્ય અને પોલીટીક્સનો સમાવેશ થાય છે. આ ચીજો પર

ન્હાં સુધી પૂરો કંટાળો ( disgust ) ઉત્પન્ન ન થાય ત્હાં સુધી એક માણસ 'એકાંત'ની ગરજ કરતો નથી. અને એકાંત વગર બહારના જગતને ખરા રૂપમાં જોવાની અને ત્હેનો યથાર્થ સામનો કરવાની શક્તિ તે પામી શકેજ નહિ. પરિણામે સઘળા 'સંગ' ( Contact ) 'કલેશ'રૂપજ થઇ પડે એમા શું આશ્ચર્ય ? હું મ્હારા લગભગ પચાસ વર્ષના જીવનના અનુભવથી કહું છું કે, મ્હને દરેક પુસ્તક, દરેક શાસ્ત્ર, દરેક સિદ્ધાંત, દરેક મહાપુરૂષ કહેવાતાનું દરેક કાર્ય: કલેષ,અસંતોષ અને કંટાળો આપનાર થઈ પડયું છે અને દરેક પળ મ્હને વાંચેલુ, સાંભળેલુ માત્ર ભૂલવાના પ્રયાસ તરફ ધકેલતી રહી છે. આથી જ્ઞેયની વિરૂદ્ધમાં કાંઈ સાબીત થતું નથી, આ તો જ્ઞાતાની અમુક સ્થિતિ જ સૂચવનાર ઘટના છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ત્રણેની ભિન્નતાને સ્થાને એકતા રચવાની યોગ્યતા Will-Power ( ઇચ્છાશક્તિ ) સિવાય બીજેથી મળી શકતી ન હોય, અને Will પ્રકટાવવા માટે પણ એકાંત જ કામ લાગતુ હોઇ હું પ્રતિક્ષણ એકાંતને ઝંખ્યા કરૂં છું અને પ્રતિક્ષણ એકાંત મ્હારાથી દૂર ને દૂર રહે છે ! કોઇ વીરલ ક્ષણો એકાંતની મળે છે, ત્હારે 'નગ્નસત્ય' અને 'પ્રગતિનાં પાદચિન્હો' તથા 'મસ્ત વિલાસ'માંના 'રામાયણ તો મ્હારી જીવનકથા છે', 'રામદાસનું પ્રાયશ્ચિત્ત', 'શ્રમણાતીતનું અનુભવશાસ્ત્ર', 'પીછાન', 'પ્રચંડ મસ્તોની અનોખી મસ્તી,' 'સંચકની સ્વતંત્રતા,' આ ખરૂં કે તે ? ઇત્યાદિ લેખો લખાવા પામે છે, પણ ત્યાંય લખી રહ્યા પછી લખાયલું નાશ કરવાની પ્રબળ વૃત્તિ થઇ આવે છે. મ્હારૂં દરેક લખાણ, દરેક કાર્ય, દરેક ક્ષણ, બીજી ક્ષણે જ મ્હને તિરસ્કાર પાત્ર લાગે છે અને લખવાની ફરજ પાડતા મિત્રો તેમજ પોતાની નિર્બળતા લખવા

પ્રેરે છે, બન્ને તરફ કંટાળો આવે છે. અકસ્માતનો આટલો ઉપકાર કે તેણે મ્હારાં પાછલાં સર્વ પુસ્તકોની અને ત્હેની સાથે હસ્તલિખિત યાદીઓની ચોરી કરાવી મ્હને તે બલાથી છોડવ્યો છે, કેટલાએ અનુભવની નોંધો ન માની શકાય એવી રીતે, મ્હારા હાથથી ગઈ છે, આજે મ્હારા છપાવેલા એક પણ પુસ્તક કે અંકની નકલ કે એક પણ લેખ મ્હારી પાસે નથી, સાહિત્યક્ષેત્રમાં જવાના સંકલ્પ વગર જે જે સાહિત્ય મ્હારે હસ્તે લખાવા પામ્યું હતું તે સર્વ આપોઆપ મ્હને છોડી ગયું છે અને હું પચાસ વર્ષ પહેલાં જે હતો તે આજે ફરીથી-એક લાંબો ચકરાવો ખાઈને-થવા પામ્યો છું: નહિ લેખક, નહિ વાચક! અને ઇચ્છું છું કે એ સ્થિતિ કમમાં કમ ત્રણ વર્ષ તો ટકવા પામે. સ્નેહીઓ અને સંજોગો મ્હારા આ નિશ્ચયને શિથિલ કરનાર થઈ પડે છે, તેથી હું કાંઇ એમને દોષ દેવા નથી માગતો, દોષ તો મ્હારા નિશ્ચયની કચાશનો જ છે. પણ તેથી કોઈ ફલિત થતું હોય તો તે એટલું જ કે જ્હાં સુધી એ કચાશ છે ત્હાં સુધી આ વિક્ષેપોના ગંજાવરનાં સ્થાનથી દૂર થવું. શારીરિક સ્થિતિ પણ એ જ માંગી રહી છે, ફક્ત વિધિ વિરોધ કર્યા કરે છે!

જીવનવૃત્ત લખવાને સ્થાને મુદ્દલ લખવાનુંજ બંધ કરવાનો નિશ્ચય કરતી વખતે એકાદ બે વાતો કહી લઉં. 'પ્રગતિનાં પાદચિન્હો અથવા અનુભવના ઓડકાર' એ લેખમાળા લખવામાં મ્હારો આશય જનતાને ઉપદેશ આપવાનો હતોજ નહિ પણ જનતાને પ્રગતિ આપવાનો દાવો કરતા પત્રકારો, ઉપદેશકો ઈત્યાદિ સમક્ષ કેટલાંક સૂત્રો જાહેર કરવાનો હતો-જેમ 'પોલીટીકલ ગીતા' એ માત્ર દિલના વૈદ્ય અને કડીઆ બનેલા એક

મહાપુરૂષની નીધામાં કેટલાંક સૂત્રો લાવવાના આશયથી લખાઈ હતી. ગીતાથી તે મહાપુરૂષને Shock લાગ્યો એમ ત્હેમણે જણાવ્યું હતું અને 'પ્રગતિનાં પાદચિન્હો'ની ભાષા ગ્રામ્ય હોવાનું કેટલાક સાહિત્યકારોને લાગ્યું હતું. કોઈની લાગણી કે બુદ્ધિપર જજમેંટ આપવા બેસવાથી કાંઇ હિત સરતું નથી. તેથી એકાદ બે સૂચન કરીને જ સંતોષ પકડીશ. કડણુ બોરા-કનો સ્વાદ બોખા મ્હોંથી ન લઇ શકાય અને પીડા જ થાય. 'ઓડકાર' શબ્દને બદલે 'ઉદ્ગાર' શબ્દ ન વાપરવા માટે નિર્દોષ ગ્રામ્યતાને દોષિત મનાય તે પહેલાં એ બે શબ્દો જે ભાવ દર્શાવે તે ભાવને સ્પર્શવા જોઈએ છે. ઓડકાર એ કાંઇ માત્ર ઉદ્ગાર નથી, પણ તૃપ્તિનો ઉદ્ગાર છે, ઉદ્ગાર જેના કારણમાં તૃપ્તિ અથવા ભરપૂરતા છે ત્હેને જ ઓડકાર નામ અપાય છે વિષયનો ભાવ જે શબ્દો બોલાવે તે ઉદ્ગાર હોય, પણ ઓડકાર નહિ. બુદ્ધિનો નાચ જે શબ્દ પ્રકટાવે તે ઉદ્ગાર હોય, પણ ઓડકાર નહિ. ક્ષુધા અને નિર્બલતા પણ ઉદ્ગાર કહાડે પણ ત્હેમનાથી 'ઓડકાર' ન નીકળે. ઓડકાર તે સ્થિતિમાંજ નીકળી શકે કે જે સ્થિતિમાં કશી ક્ષુધા ન હોય. ઓડકાર ભલે સંસ્કૃત 'ઉદ્ગાર'માંથી જન્મ્યો પણ જન્મદાતા કરતાં ભિન્ન થયેલો છે. કેટલાક શબ્દો અનવત પણ થયા છે, જેમાં સૌથી વધુ અનવત થયેલો શબ્દ 'મસ્તી' છે. ખાનદાન તત્ત્વનું-ખાસ કરીને જ્ઞાનીનું-ક્રિયાશીલ બનવું એને 'મસ્તી' કહેવાય. આજે વિષય અને પ્રપંચમાં ખેલવાને પણ 'મસ્તી' શબ્દ લગાડવામાં આવે છે અને એવા ગંદા ખેલ ખેલનારને 'મસ્ત' કહેવામાં આવે છે. ઉન્નત ભૂમિકાના અનુભવોને માટે 'રીઝર્વ' રખાયલા શબ્દો આજે ગટરમાં આળોટવાની ક્રિયાઓ

સાથે જોડવામાં આવે છે. આ વ્યભિચારં સાહિત્યપ્રચારને આભારી છે. નિત્શેનો Superman શબ્દ પણ આમ જ વાયડો બનવા પામ્યો છે. 'Beyond Good and Evil'નો સિધ્ધાત શિખવનાર નિત્શે પોતે આખી ઉમ્મર બ્રહ્મચારી રહ્યો હતો અને 'I love thee Eternity' એ ગીત ગાઈ અનન્તકાળથી યોગ સેવતો, એ વાત એકલી નીતિથી સ્વતંત્ર થવામાં Supermanhood માનવા લાગેલા હિંદીઓને કોણ સમજાવી શકે? Eternity નું 'નગ્નસત્ય' શિખવા ઇચ્છનારે એક શબ્દની કિંમત ભરવી પડે છે, અને એક એક શબ્દ જાહેર કરવા માટે દંડ ભરવો પડે છે, એટલા માટે તે 'નગ્નસત્ય'ને મળેલા ઇનામ અને ઇજ્જત પૈકી ઇનામ સાહિત્ય સુંદરીને અને ઇજ્જત Supermanને ભળાવી હું કોરો કાગળ બની રહ્યો હતો; રખે કોઈ ધારે કે એ 'ઉદારતા' અને 'નમ્રતા' નામક નીતિનું કાર્ય હતું ! એ તો મ્હારી 'જરૂરીઆત' હતી.

હું ધારું છું, ભાઈ પરશુભાઈ કે આટલા શબ્દો મ્હારો જીવનવૃત્ત તરીકે બસ થશે. પોતા માટે 'અમે' શબ્દ વાપરવાનો પરવાનો લઈ બેઠેલા રાજા, પત્રકાર અને સાધુઃ ત્રણે વર્ગનાં ભળ્યો નહિ તો બળાત્કાર કરવાની શક્તિનો તો મ્હને પરિચય હોવાથી ત્હમારા આમંત્રણનું માન રાખ્યું છે. આશા રાખું છું કે વધુ દબાણની ધમકી હવે શાન્ત પડશે.

તા. ૨૪–૪–૨૭ }
ઘાટકોપર }

ભવદિય,
વાડીલાલના જય સચ્ચિદાનંદ

ઉશ્કેરણીથી કે કાનૂનદ્વારા પ્રેરેલા ભયથી કે લાલચથી ગતિમાન કરે તે કાંઇ વાસ્તવિક ગતિ નથી, અને તેથી જ સમાજની તે સમયની દેખાતી ગતિનું પ્રગતિમાં રૂપાંતર થવાની આશા રાખી શકાય નહિ.

***

૪ પ્રેરિત ગતિ, ગતિ કરનારની નહિ, પણ ગતિ પ્રેરનારના લાભ માટે જ હોય.

***

૫ જનતા એ કોઇ પ્રગતિમાનવ્યક્તિનું વાહન, શસ્ત્ર, ઢાલ, દારૂગોળો, વખાર કે તીજોરી, કાચી માટી છે. જનતાનો પ્રકૃતિનો રહેલો દારૂ—તમોગુણ—પ્રસંગોપાત ફાટી નીકળતો દેખાય છે, અને એ ક્રિયાને 'પ્રજાકીય ગતિ'—Revolution, ઉથલપાથલ કે બળવો કહેવામાં આવે છે, પણ વાસ્તવિક જોનારને 'પ્રજાકીય ગતિ' એવી કોઈ ચીજ જ દેખાતી નથી! યુદ્ધ કે સુલેહ કોઇ 'પ્રજા' કરતી નથી! એ બેઉ એકાદિ પ્રગતિમાન વ્યક્તિનું—વ્યક્તિવિશેષનું 'કાર્ય' હોય છે, 'પ્રગતિ'નું કાર્ય હોય છે.

***

૬ વફાદારી, સેવા, ભક્તિ, ભોગ: એ સર્વ પ્રેરિત ગતિનાં કાર્યો પર ઉસ્તાદોએ લગાવેલાં સુંદર લેબલો છે. ગતિ કરતી દેખાતી ગાડીને સુંદર રંગ થાય છે, બળદને મજાનો રાફડો બંધાય છે, રાજાના હાથીના દાંતને સોને મઢવામાં આવે છે, રાજકર્મચારીઓ માટે ઉંચા આસન, સત્તા અને ખિતાબો,

તો પ્રજાસેવકો માટે સામૈયાં, જયધ્વનિ, માનપત્રો અને વિવિધ નામાભિધાનો તથા ધર્મસેવકો માટે ધર્મધુરંધર (ધુરાનો ધરનાર એટલે જ બેલ) આદિ ઉપનામો અને લોકપૂજા ઉપરાંત સ્વર્ગનાં વચનોઃ આ સર્વ પ્રલોભનો યોજાય છે, પરંતુ એ સર્વે સુંદરતાઓ માત્ર ભોજ્ય પદાર્થના પુરાવા છે. ભોક્તા એ સુંદર ચીજની અંદરનો નથી, બહારનો છે જેમ કે સ્ત્રીની સુંદરતા અને ભોજનનું મિષ્ટપણું એ સ્ત્રી કે ભોજનના નહિ પણ ભોક્તાના લાભાર્થે છે. ભોક્તા અને ભોજ્ય, પુરૂષ અને પ્રકૃતિ, ચેતન અને જડ બેનો યોગ એ જ જગત્-પ્રવાહ-વહન છે; એક એમાં ગતિ પ્રેરે છે અને એક ગતિમાન થાય છે. ગતિપ્રેરનારની ગતિ પ્રગતિ છે.

***

૭ પ્રગતિમાન પુરૂષ કે વ્યકિતવિશેષ, ગતિ કરતાં કરતાં એટલું તો સ્હમજી ચૂકયો હોય છે કે એના દારૂગોળાને એની પ્રકૃતિ મુજબ જ જાળવી રાખવો ! અર્થાત્ એના અભિમાનને છેડવો નહિ ! કારણ કે દરેક સીધી પોતાને સુંદર લેખાતો જોવા ઇચ્છે છે, દરેક મનુષ્ય પોતાને વિચાર કરી શકનાર અને સ્વતંત્ર કાર્ય કરી શકનાર તરીકે લેખાવા ઝંખતો હોય છે ! મનુષ્ય પ્રાણીનો મ્હોટામાં મ્હોટો રોગ મિથ્યાભિમાન છે, અને રોગીને વૈદ્ય પોતાની જ પસંદગીનો જોઇતો હોય છે, તેથી ફી રળવાની દરકારવાળા વૈદ્યે રોગીની દષ્ટિમાં સુંદર દેખાવું જ જોઇએ અને તેમ થવા માટે રોગીની માન્યતાઓને છેડતી કરવાથી બચવું જોઇએ, એટલું જ નહિ પણ એનું બહુ માન કરવું જોઇએ. બીજા શબ્દમાં, ઉપચાર કરવા

રૂપ ક્રિયાની શકયતા ત્હારે જ સંભવે કે જ્હારે ઉપચારક ઉપચાર્યના રોગીપણામાંથી ઉદ્ભવતા મિથ્યાભિમાન અર્થાત 'અસત્ સ્વતંત્રતા'ને અનુકૂળ બને. વસ્તુસ્થિતિ જ આમ હોવા છતાં આ જગતમાં કોઈ જમાનો એવો આવ્યો નથી કે જ્હારે જનતાને દોરનાર એકાંતસત્યને જ અનુસરવાનો દાવો કર્યા વગર રહ્યો હોય!



૮ દરેક કૂતરો પોતાના ગમે તેવા માલિકના-પછી તે માલિક એક નોકરનોય નોકર કાં ન હોય – પણ ચાહે છે, અને એના ચ્હેરા તરફ જોઇને – ખુશાલીથી પૂછડી હલાવે છે-પછી તે ગમે તેવો વિકૃત, ડરામણો કે બદરિકલ કાં ન હોય! દરેક અશ્વ પોતાની પીઠ પર બેસનારને જોઇ હણહણે છે! દરેક પાર્ટી પોતાના નેતાને સત્યનું જ સાક્ષાત્ સ્વરૂપ માની જયનાદ પોકારે છે! આમ કાં થવું જોઇએ એવો પ્રશ્ન કોઇ અનુભવી કરી શકે જ નહિ! એ સર્વને એમનો સવાર જોઇએ છે! પ્રકૃતિને પુરૂષ જોઇએ છે! સ્ત્રી ગમે તેટલી સ્વતંત્રતાનો દેખાવ કરે પણ પુરૂષ વગર સ્ત્રીને અર્થ કે 'કિંમત' કોણ આપશે? એ બધાં જોઇએ છે 'Wanted'નાં સંતાન છે મફો માગનાર જડતાને કોઇ પ્રગતિમાન વ્યક્તિએ 'પ્રજા' એવું સુંદર લેબલ મારી રાખ્યું છે, અને તે ત્હેને 'ગમે છે'–ત્હેન જડ અભિમાનને ગલગલીઆં કરે છે. અને સ્ત્રીને થતાં ગલગલીઆં પુરૂષના આનંદ માટે તથા સ્ત્રીસ્વાતંત્ર્યના નાશ માટે છે! પ્રગતિમાન વ્યક્તિવિશેષની 'જરૂરીઆત' પ્રજામ

ગતિમોહનાં ગલગલીઆં પ્રેરે છે. એ વ્યવસ્થા એ જ સમષ્ટિ અથવા વિશ્વ યોજના !

***

૯ જગતનું કારણ શોધનાર બુદ્ધિને એકદા વિશ્વકર્માં જડી આવ્યો. વિશ્વકર્માં એટલે કુંભાર, અને કુંભાર એટલે માટી અને માટીમાંથી જ ઉંચે તરી આવેલા વૃક્ષમાંથી બનાવેલો ચાકઃ એ એનો ઉપયોગ કરનાર, ભોક્તા, સ્વામી. તે કુંભારનું કાર્ય શું ? માટીને પોતાના પગ તળે ખૂંદવી અને ચાક પર ચ્હડાવી ચક્કર ચક્કર ફેરવી ત્હેને 'ઉપયોગી' 'આકાર' આપવો. આજ સુધી ઉપયોગમાં નહિ આવતા પદાર્થને હવે ઉપયોગમાં આવવા જેવો બનાવ્યો એનું નામ માટીનું 'કલ્યાણ' અને કુંભારનો 'આનંદ' ! કુંભાર મૂંગો મૂગો આનંદે છે, પણ એની કૃતિ અથવા વાસણ તો ઠણઠણાટ કરે છે ! એ વાસણનું મિથ્યાભિમાન જોવું હોય તો જરા આંગળી મારી જુઓઃ તે રણકી ઉઠશે અને કહેશે કે હું કાંઇ 'ચીજ' છું ! તમામ જનતા એમ જ પોતાને કોઇ 'ચીજ' માને છેઃ રખે કોઇ એના 'ચીજ' પણાંને (વસ્તુપણાને) આઘાત કરતા—શરીરને ભલે ઉપયોગમાં લેજો !

***

૧૦ ઘણીએ સ્ત્રીઓ જુલમાટ અને ત્રાસ સ્હામે પોતાની લજ્જાનું અથવા સ્વત્વનું રક્ષણ કરી શકી છે, પણ એમને ઉચકી આકાશમાં ચ્હડાવનારની દૃષ્ટિએ એમની નમ્રતા દેખાઇ ગઈ છે ! એ પતન નીતિના અભાવને આભારી નથી, પણ મિથ્યાભિમાનને આભારી છે. અને આ કાંઇ માત્ર સ્ત્રી

વર્ગમાં જ બને છે એમ નથી. સ્ત્રીસ્વભાવ એટલે 'જોઈએ છે' એવી પ્રકૃતિ, અથવા ધક્કા વગર ગતિ નહિ કરી શકનાર. તમામ પુરુષ કહેવાતાઓમાં પણ એમ જ બને છે અને બને. જનતાને છાપરે ચ્હડાવો એટલે ત્હમારું 'ઑન્ડ' બનવા-તળે પડવા-ઉપયોગમાં આવવા તૈયાર જ છે! એના પર જરા ટીકા કરો અને જોઈ લ્યો કે એમાં કેવો જ્વાળામુખી છૂપાયલો પડ્યો હતો!....અને જ્વાળામુખીનું ફાટવું એને 'લોકો' તાકાદ, ગતિમાનતા, ક્રિયાશીલતા, જાગૃતિ, પ્રગતિ, મરદાનગી, પુરુષાર્થ એવાં સુંદર નામો આપે છે!

*
* *

૧૧ પ્રગતિનો ઈજારો આજે પશ્ચિમમાં-સૂર્યાસ્તની દિશામાં-ગયો છે. તેથી ગતિ માત્રે વામમાર્ગ પકડ્યો છે. રાજકીય કે ધાર્મિક હરકોઈ પ્રવાહ પૂર્વથી પશ્ચિમને બદલે પશ્ચિમમાંથી પૂર્વ તરફ ગતિ કરતો નજરે પડે છે. શિક્ષણ પદ્ધતિ સુદ્ધાં-મનુષ્ય છોડનો ઘાટ ઘડવાની પદ્ધતિ પણ તેથી જ વામમાર્ગને અનુસરતી બની છે. 'અંદરથી બહાર' ને બદલે 'બહારથી બહાર' અને બહુ તો 'બહારથી અંદર' એ વામપદ્ધતિનું સામ્રાજ્ય એ જ કલિયુગ! એનું જ નામ 'અવ-સર્પિણીકાળ.' પ્રવાહ જ્યહારે નીચે ઉતરવા પર હોય ત્યહારે પણ પુરુષાર્થી વ્યક્તિ એને પાર કરી શકે, પણ પ્રવાહને ઉલટાવી શકે નહિ-અર્થાત્ જનતાનો માર્ગ પલટાવી શકે નહિ! બીજા શબ્દોમાં કહીએ તો, મુક્તિ વ્યક્તિ ને સંભવે, સંઘ કે સમાજ કે જનતાને નહિ!

*
* *

૧૨ 'પ્રગતિ' ના કાળમાં સર્વોપરિપણું સૂર્યને હોય કે જહેની સમીપ તો જઈ શકાય જ નહિ, પણ તે જ્હાં છે ત્હાંથી જરા 'નજદીક' આવે તો પણ જનતા દાઝી જાય. તેથી જ તે પ્રાણદાયક શક્તિ પોતાનું એકાંત જાળવે અને જનતાની સમીપમા અને એના નેતા તરીકે લોકોમાંથી જ ઉપજાવી કહાડેલા બુદ્ધિમાનો અને શૂરાઓને સ્થાપે 'વિકૃતિ' ના કાળમાં—પ્રેરિત ગતિના કાળમાં—સૂર્ય અદૃશ્ય થયો હોય, ત્હેના અસ્તથી પ્રાણદાયક શક્તિનો અભાવ હોઈ જડતા વ્યાપક બની હોય, અને જડતાની વ્યાપકતા બુદ્ધિ અને શૌર્યને પિછાની શકે નહિ તેથી સ્વાભાવિક રીતે જ પ્રથમ જડ એવું ધન અને પછી મજૂરી-એમની સાર્વભૌમ સત્તા જામવા પામે. એ જ કારણ છે કે આજે મૂડીવાદની સત્તા છે, અને મજૂરવાદના પગલાં વાગી રહ્યાં છે. સૂર્યની પૂજામાંથી મૂડીની પૂજામાં આવ્યા એ આ જમાનાની 'ગતિ'!—અને મૂડીની પૂજામાંથી મજૂરીની પૂજામાં જવા જનતા કૂદી રહી છે, એ એની 'પ્રગતિ'!...કહો, શું દુનિયામાં 'પ્રગતિ' નો કાળ પડયો છે?

***

૧૩ જ્હાં જ્હાં 'પ્રતિનિધિ' પૂજાય છે ત્હાં ત્હાં વિકૃતિ અને પ્રેરિત ગતિ જ છે-પ્રગતિ સંભવે જ નહિ. સૂર્યથી મળતા પ્રકાશને બદલે એના પ્રતિનિધિ રૂપ બત્તી—ભલેને તે વીજળીક બત્તી હોય તો પણ-પ્રકાશે ત્હારે પ્રાણોને પ્રોત્સાહન થોડું જ હોય છે!...છતાં આજની પ્રગતિ 'પ્રતિનિધિઓ દ્વારા શાસન' ઈચ્છે છે!...આજે સૂર્યની ઈર્ષા અને વિશ્વકર્માની માટીનું બહુમાન એ 'ધર્મ' મનાયું છે: એ જ આજની 'પ્રગતિ'!!

***

૧૪ અંદરથી ઘડાયલો બહાર ઘડાવા માંડે એનું નામ પ્રગતિ બહારથી ટપલા ખાતો મનુષ્ય ક્રિયા છોડી અંદર કલ્પનાઓ કરે કે દાવપેચથી જનતાના એક હિસ્સાનો પૂજ્ય બને એનું નામ પ્રેરિત ગતિ, ગતિમાન જડતા, મોહ, દૌર્બલ્ય. આ દુનિયામાં જો કાંઈ છોડવા જેવું હોય તો તે દૌર્બલ્ય છે, અને ગ્રહણ કરવા યોગ્ય હોય તો તે શક્તિ છે, કે જે સૂર્યમાંથી જ ખેંચી શકાય છે પ્રતિનિધિ રૂપ બત્તીઓમાંથી કદાપિ નહિ ! અને તે પણ ખેંચવાના પુરૂષાર્થ સિવાય નહિ ! (પુરૂષાર્થ એ અંદરની સક્રિયતા માટે યોજાયલો ખાસ શબ્દ છે. જો કે આજે દરેક 'ધાંધલ' ને પણ પુરૂષાર્થ કહી એ શબ્દને પણ વિકૃત કરવામાં આવે છે. વિકૃતિનો જમાનો કોઈ ચીજની પવિત્રતા રહેવા દેતો નથી !)

* * *

૧૫ હું જ્યારે 'ધાંધલ' શબ્દ વાપરૂં છું ત્યારે તો કેટલાક મ્હારો આશય સ્પર્શી લે છે, પણ જ્યારે 'રાણીના સાળાઓનું રાજ્ય' કહું છું ત્યારે વિદ્વાનો પણ મુંઝાઈ પડે છે અગર મ્હારા આશયને કાંઇ કાંઇ કલ્પિત અર્થો આરોપવા લાગી જાય છે.

* *

૧૬ લોકો નેતાપણું ઝંખે છે અને લોકોત્તર પુરૂષ નેતાપણાના 'સ્વીકાર' માં પોતાની ગુલામી જુએ છે: એટલો જ માત્ર બાળક અને જ્વાંમર્દ વચ્ચે તફાવત હોય છે !

* * *

૧૭ "સેતાન પણ જ્યાં પગ મૂકતા અચકાય છે ત્યાં મૂર્ખાઓ યાહોમ કૂદી પડે છે" કેટલી મર્દાનગી! કેવી ક્રિયાશીનતા! કેવી પ્રગતિ! . તર્કવાદીઓ આ કહેવતને નીતિનું રૂપ ખોટી રીતે આપે છે અને એનું સ્વાભાવિકપણુ ભ્રષ્ટ કરે છે સેતાન કાઈ 'નીતિ'માન નથી કે જેથી નીતિના ડરને લીધે અમૂક ગતિ કરતા અચકાતો હોય અને 'લોકો' કાઇ 'નીતિ'ની આજ્ઞાને ધારણ કરીને ગતિ કરતા નથી! ભયુ નહિ તો બુરૂ પણ જે પોતાની અંદરની શક્તિથી કરે છે એવો સેતાન કોઇએ પ્રેરેલી દિશામા ગતિમાન થતા અચકાય છે, અને મૂર્ખાઓ કે જેઓમા અદરની શક્તિ જ નથી તેઓ હરકોઇ રાણીના સાળાએ 'ભરાવેલા 'ભૂત'થી પ્રેરિત થઇ પ્રવાહમા ઝીપનાવે છે અને એ ઝીપલાવાને—બહારથી એમની અદર ઘુસેના 'ભૂત'ના ધક્કાથી થતી ગતિશીલતાને—તેઓ પોતાની મર્દાનગી, 'નીતિ' કે 'આત્મભોગ' એવુ સુંદર નામ આપી મ્હોં મીઠુ કરે છે... જીવન એમ જ શકય બને છે!

***

૧૮ દુનિયાની તમામ સભાઓ, કૉન્ફ્રન્સો, કૉન્ગ્રેસો જોઈ ચૂકવાનો દાવો મ્હારાથી દૂર હો, પણ જેટલુ જોવામાં આવ્યું છે તેટલા પરથી તો એક જ અનુભવ થવા પામ્યો છે અને તે એ કે લોકો પોતાના પ્રમુખને માન જેવી તુચ્છ ચીજ આપીને બદનામા એક કિંમતી રેખા લૂટી લે છે, કે જે રેખા ત્હેના ઉલા અધર પર સુદર ઘૂમતા રૂપે હોય છે! માનસશાસ્ત્રીઓ એમ પણ માનવા લલચાય છે કે એ બોજો જવાથી જ ક્ષણભરની ગભીરતા કેટલાએ મૂર્ખાઓ ધારણ કરી શકે

છે ! માણુસ મૂર્ખાઈમાં પણ પોતાને વફાદાર રહી શકે છે; પણ પ્રેરિત ગંભીરતા વખતે તો હરગીઝ નહિ ! આહ નીતિની દુનિયાની વ્યાખ્યાઓની વિકૃતિ !

* * *

૧૯ અનંતકાલમાં પોતાના ભાનને સ્વતંત્રપણે પસારી શકનાર અને કાળનાય ઉપર ગતિ કરનારને પાંચ-પચીસ વર્ષના ઉમરના તફાવત ઉપર બાલકપણું અને બુઢ્ઢાપણું, કલ્પવું કેમ પાલવે ? એને હિસાબે તો જ્યાં અશક્તિ છે, ત્યાં બાલકપણું છે; જ્યાં અશક્તિને છુપાવી શક્તિનો દેખાવ કરવાપણું છે, ત્યાં સ્ત્રીપણું છે; શક્તિનો થનથનાટ છે, ત્યાં જવાંમર્દપણું છે; અને શક્તિનું હજમ થવાપણું છે, ત્યાં વૃદ્ધાવસ્થા છે. પહેલી બે સ્થિતિમાં ધર્મનું પ્રાધાન્ય હોય છે, ત્રીજીમાં ધર્મનો અભાવ હોય છે, ચોથીમાં ધર્મનું સ્થાન વિલાસે કે ઉદાસીનતાએ લીધું હોય છે. બાળક અને સ્ત્રીને 'જોઈતું' સ્વરાજ્ય કે સ્વતંત્રતા એ તાવમાં પ્રગટતી તૃષા હોય છે, જવાંમર્દની સ્વતંત્રતા માટેની લડત એ એના અંદરના બળને હજમ કરવાનો પ્રયત્ન હોય છે, અને વૃદ્ધની સ્વતંત્રતા માટેની ઉદાસીનતા એ એની તૃપ્તિનું ચિન્હ હોય છે, અને તે છતાં કદાચિત્ તે લડતો દેખાય છે તો તે ત્હેનો વિલાસ માત્ર હોય છે.

* * *

૨૦ ઉદાસીનતા એ પતિત થયેલો શબ્દ છે. મૂળે એ સૂર્યવંશી હતો, આજે પતિતોના મ્હોંમાં સ્થાન પામી પતિત થયો છે. તમામ ચીજો અને તમામ ઇચ્છાઓને—તમામ

' Wanting ' ને-પસાર કરી જઇ ' ઉચે-આસમાનમાં પ્રજા અને પ્રજાના અસ્તિત્વ પર આધાર રાખનાર પ્રજાપતિ એ બન્નેથી સ્વતંત્ર (નિરપેક્ષ) ગાદી પર સ્થિર બેસનારની જે દશા તે ઉદાસીનતા છે. અને એ પ્રગતિનું અને પ્રબળનું લક્ષણ છે. આજે કાયરતાજન્ય અક્રિયતાને અને ચીજ માત્ર પરના દ્વેષને ઉદાસીનતા નામ અપાવા લાગ્યુ છે ! મ્હોટી ભાવનાઓ ન્હાના મગજ કે ન્હાની છાતીમાં આમ જ વિકૃતિ પામે છે. અને તેથી જ ન્હાના મગજ અને ન્હાની છાતીવાળા માટે કાનૂનો, શાસ્ત્રો અને શબ્દો સુદ્ધાં જૂદા જ રચવાની કાળજી પૂર્વના પ્રગતિવાન જમાનાના સ્વાભાવિક નેતાઓએ રાખવી પડી હતી ! તેઓ કાંઇ ભેદભાવના પૂતળાં નહોતા !

* * *

૨૧ અંધકારની અપેક્ષાએ પ્રકાશ છે, તેવા જ અર્થમાં જે જ્ઞાન અજ્ઞાનની અપેક્ષા પર હયાતી ભોગવે છે તે કાંઇ પ્રગતિ આપતું નથી. પ્રગતિ તો જ્ઞાન-અજ્ઞાન બન્ને પાંખોની ક્રિયા દ્વારા અને બન્ને પાંખોનું સમતોલપણું જાળવનાર નિરપેક્ષ જ્ઞાન વડે જ થાય છે.

* * *

૨૨ ગતિ સ્ફુરવા પહેલાં સ્થૈર્ય આવું જોઇએ. જે બાળક પગને સ્થિર રાખી શકતો નથી ત્હેને માટે પ્રગતિ સહિસલામત નથી. સહિષ્ણુતા એ જ સ્થિરતા છે એ તાલીમ સફલ થયા બાદ ગતિ શક્ય થાય છે, અને ગતિની લીટીનું છેલ્લુ બિંદુ પ્રગતિ હોય છે. જેણે હજી સ્થૈર્ય નથી રચ્યું તે ' શુદ્ર ' છે, જેણે તે રચ્યું છે તે 'વૈશ્ય' છે, જે ગતિ કરી શકે છે

તે 'ક્ષત્રિય' છે, જે પ્રગતિ કરી શકે છે તે 'બ્રાહ્મણ' છે; અને જે અગતિ, ગતિ, પ્રગતિ એ ત્રણેયને હજમ કરી બેઠો હોય છે તથા જહેની સ્વતંત્રતા ત્રણે દશામાં વિલસવાની તેમજ ત્રણેથી ઉદાસીન રહેવાની તાકાદ ધરાવે છે તે 'અજાત' છે.

***

૨૩ 'અજાત' ક્વચિત્ શીસા જેવો અક્રિય હોય અને ક્વચિત્ સર્વોત્તમ નટી કરતાંય વધુ સ્ફૂર્તિથી નાચનારો હોય-પગને બદલે શિરથી નાચનારો હોય! અને એક ક્ષણમાં ત્રણે 'ભુવન' માં એની કુદકી ફરાય જાય, છતાંય સંભવ છે કે, તે પોતાને અક્રિય જોતો હોય અને સારી પ્રકૃતિને નાચતી જોતો હોય.

***

૨૪ પ્રેરાયલી અક્રિયતા કે વિરાગ એ મનુષ્યની વિકૃતિ છે. બળમાંથી પ્રગટેલી શાન્તિ એ સ્વાભાવિક વિરાગ છે, કે જહેને ચીજમાત્રને વળગી રહેવાનું પાલવતું જ નથી.

***

૨૫ એમ તો 'ઈલાજ' તરીકે અક્રિયતા પણ 'ઉપયોગી' છે; પણ દરેક ઈલાજ બીમારીની હયાતી સુધી જ ચાલુ રાખવો પાલવે. તેમ ઈલાજ તરીકે 'અપાતી' અક્રિયતા પણ ખોરી દોડધામ કે ધાંધલને રોગ મટાડવા પૂરતી જ 'આપી' શકાય; આયુના વ્રત તરીકે જનતાને વિરાગ બોધનાર મનુષ્યત્વનો મ્હોટામાં મ્હોટો શત્રુ છે. પરતંત્ર હિંદના તમામ ધર્મપંથો આ દષ્ટિએ શત્રુનું કામ બજાવતા દેખાય છે–

જો કે તમામ ધર્મનું મૂળ સૂત્ર તો એમ જ પોકારે છે કે 'ધર્મ તે છે કે જે ગતિને સહાય કરે.' ગતિ માત્ર સ્વભાવતઃ સ્થૂલને પીડનાર હોય, અને સ્થૂલમાં જ્હેનું ભાન એકાકાર છે ત્હેને પીડા પાલવતી ન હોઈ ગતિ અનિષ્ટ લાગે અને તેથી તેવો મનુષ્ય ગતિથી વેગળો રહે અને ધાંધલને જ ગાત માની જીંદગીને સહ્ય બનાવે. પછી ત્હેની 'જીંદગી' નવો જ શબ્દકોશ રચે ! આમ જ વૈશ્યોના અને ક્ષત્રિઓના શબ્દકોશો ભિન્ન રચાય અને 'અજાત'નો શબ્દકોશ વળી સર્વથી ભિન્ન રચાય.

***

૨૬ 'ભાષા' અનેક રૂપે છે. અને દુનિયાઓ પણ અનેક છે–જેટલાં મનુષ્યો તેટલી દુનિયાઓ છે, રે, એક એક મનુષ્ય અનેક દુનિયાઓ રચે છે અને તેમાં વસે છે. પણ પ્રગતિવાનને ઓછામાં ઓછી દુનિયા હોય છે અને ટુંકામાં ટુંકી ભાષા હોય છે. પ્રગતિને છેડે પ્હોંચેલાને તો વળી દુનિયા જ નથી હોતી અને ભાષા પણ નથી હોતી. મૌન જ એની ભાષા હોય છે, અને તે 'મુનિ' ઓ જ સ્હમજી શકે છે. 'પડિતો' એ ભાષાના 'અર્થ' કર્યા કરે છે–જીંદગી સુધી અને યુગો સુધી– અને તે પણ ખોટા જ અર્થ !

***

૨૭ સિંહ રળવા જતો નથી, સંગ્રહ કરતો નથી, શિકારે જતો નથી, આવેલો શિકાર છોડતો નથી–છતાંય શિકારનો ત્યાગી નથી !...અંદરની ભૂખ સિવાય તરાપ મારતો નથી અને એક દાવ ખાલી જવા પામે–જો કે તેમ ભાગ્યે જ

બને–તો ત્હેના શિકારને અભયદાન હોય છે, જો કે તેથી સિંહ પોતાને 'ઉદાર' કે 'દયાળુ' કે 'મસ્ત' કહેવડાવતો નથી! ......પોતાની ખાસ રીતે પકડેલો શિકારનું કલેજું જ માત્ર પોતે ભોગવી તુચ્છાંગોપાંગ બીજાની માટે રોજ વળેલાં ગીધોની તરફ ખેતમાંથી ફેંકે છે,–જો કે તેથી તે પોતાને ત્યાગી, વિરક્ત, સખાવતે બહાદુર કે દાતા કહેવડાવતો કે માનતોય નથી! ગીધો એ ટુકડાને સિંહની મહેરબાની માને છે, અર્થાત્ સિંહની સ્વાભાવિક ક્રિયા પર મહેરબાનીનો અધ્યારોપ કરે છે. આમ જ સિંહની અને ગીધોની ભાષા સ્વભાવતઃ ભિન્ન હોય છે; આમ જ ગીધોના ટોળા વચ્ચે આવી પડેલો સિંહ 'ગેરસમજ' ઉપજાવનાર ગણાય છે!–અને તેથી જ સિંહ 'વસ્તી' થી દૂર વસવાનું પસંદ કરે છે, અને માત્ર દૂર જ નહિ પણ 'ઉંચાણ'માં! –અને પુરૂષસિંહની પ્રકૃતિ પણ એમ જ કરે છે. આ કથન વાંચીને કોઇ જીજ્ઞાસુ વસ્તી વચ્ચે સંગ્રહસ્થાનના પીંજરામાં રાખેલા સિંહને જોવા જાય અને ત્હાં ઉપર કહેલાં સઘળાં લક્ષણો જોવામાં નિરાશ થાય તો તેથી કાંઇ આ ચિત્રનું યથાર્થપણું ગેરસાબિત થતું નથી, પણ મનુષ્યની વિકૃતિ કે જેણે સિંહને વિકૃત બનેલો જોવામાં આનંદ માન્યો તે જ સાબિત થાય છે. અને વધુ એ સાબિત થાય છે કે પરતંત્રતા જ વિકૃતિનું મૂળ કારણ છે.

***

૨૮ હેતુપૂર્વક થતાં કામો કરતાંય વગર હેતુએ બનવા પામતી ઘટનાઓમાં–' અકસ્માતો 'માં કાંઈ વધુ ઉંડો અને વધુ વ્યાપક હેતુ રહેલો હોય છે. એ છુપા સત્યમાં ઉંડાઉ'

કરવાના પ્રસંગો પ્રગતિના ઉમેદવારોને અવારનવાર મળ્યાજ કરે છે. દૈનિક 'હિંદુસ્તાન'ના જે અંકમાં લેનીનનું ગોસ્પેલ અથવા મજૂરીવાદ ભરચક છાપવાનો પ્રસંગ આવ્યો તે જ અંકમાં 'વા. મો. શાહ'ના અનુભવોના ઉદ્ગારોને 'પ્રગતિ' માંથી ઉતારવાનો સંયોગ બન્યો, કે જે લેખનો ૧૩ મો ફકરો મૂડી તેમજ મજૂરી બન્નેને વામમાર્ગની ગતિના વાહન જણાવે છે. મૂડી ધરાવનારના વાજીંત્ર દ્વારા મજૂરીના આલાપ સતત્ નીકળતા રહે એ જેટલું આશ્ચર્યજનક લાગે તેથીય વિશેષ આશ્ચર્યજનક તો મજૂરીના સામ્રાજ્યના હિમાયતીને એ હિમાયતના ખાસ પ્રસંગે જ મૂડી-મજૂરી બન્નેનો બાધ કરનાર ભાવનાનો ઉતારો કરવાની નિષ્કારણ પ્રેરણા થવા પામે એ છે, અને એનું જ નામ 'અકસ્માત્' જેહેને નિત્શે Fate કહે છે. હિંદી તત્વવેત્તાઓ સમષ્ટિ કહે છે, અને જે Cosmic Economy નું કાર્ય છે. 'હિંદુસ્તાન'ના ૭ મા પાના પર લેનીન છે અને ૧૩માં પાના પર પ્રગતિ છે. – વાહ! અકસ્માતનીય સુંદર યોજના! ૭ ૭ વિગ્રહો બાદ લેનીનનો મજૂરીવાદ મૂડીવાદની કબર પર તખ્ત કરી શકે, અને તે પછી બીજા વધુ ૭ ૭ વિગ્રહો બાદ 'સૂર્ય' વંશી રાજશાહી સ્થપાવા પામે! 'પ્રગતિ'નું સામ્રાજ્ય તેરમી શ્રેણી પર જ હોય! મૂડીનો, મજૂરીનો, અને ત્યાર બાદ પ્રપંચ બુદ્ધિનો (કે જે મૂડી અને મજૂરી બન્નેને બે હાથમાં પૂતળા માફક નચાવે છે-લડાવે છે અને બન્નેનો રોટલો પોતે નિરાંતે જમે છે) પરાજ્ય સર્વ ક્ષેત્રે થવા પામશે ત્યારે જ જગતમાં વિચારકો જન્મવા પામશે અને વિચારકોના પ્રતિદિન વિકસતાં જીવન શક્ય બનશે. અને એમાંથી એકાદો 'સૂર્યવંશી' 'રાજા' ઊગી આવશે કે જે મજૂરી, મૂડી, લડાયકબળ, વિદ્યા

સર્વને યોગ્ય સ્થાને રાખવાની અને સર્વ વડે જ 'સમરસ સમાજ' સ્થાપવાની તથા પ્રતિદિન વિકસાવવાની કળા અને શક્તિ સ્વભાવતઃ ધરાવતો હશે. ત્યહાં સુધી તો મજૂરીનો અસંતોષ (કે જે ત્હેની ભવિષ્યની તન્દુરસ્તીની જરૂરીઆત છે), મૂડીનો મોહજન્ય અંધાપો અને પ્રપંચ બુદ્ધિનો વામમાર્ગી શોખઃ એ ત્રણે ક્ષાત્રતેજનું રૂપ લઇ ઘૂમશે અને લડશે–બાર બાર વિગ્રહો કરશે–અંદરોઅંદર કત્લ ચલાવશે અને કત્લદ્વારા જ અનુભવ પામશે. (અફસોસ, સમષ્ટિની ગતિ અથવા 'અકસ્માત્' દયા અને અહિંસાને પિછાનતા નથી!) ત્હાં સુધી તો, મૂડી અને મજૂરી બન્નેના ગુપ્ત નેતા તરીકે પ્રપંચબુદ્ધિ જ બેસશે અને મૂડી કે મજૂરીને એ ભયનું ભાન પણ નહિ હોય. અને એ ભયનું ઘર રાજા તેમજ પ્રજા બન્નેના ક્ષેત્રમાં હશે. એ ભયનું ભાન થવાનેય હજી કેટલાંય પગથીઆં ઉંચે ચ્હડવું પડશે–બાર બાર આસમાન ચ્હડવાં પડશે! શત્રુંજયનો માર્ગ અને પ્રગતિનો પંથ કેટલો વિકટ છે એ કાંઇ સાહિત્ય અને સૂત્રોનાં સુંથણાથી સ્હમજાય તેવું ઓછું જ છે? લેનીન, લોટવાળા, સકલાટવાળા, ઈન્ડો, માલવીયા, લાજપતરાય, વિલ્સન, વેલ્સ, ગાંધી એ ચરણનાં પગથીઆં માત્ર છે. એમનાં શરીરો પર પગ મૂકીને એક પછી એક કાંઈ કાંઈ બર્નાર્ડ શો, નિત્શે, મનુ, વાલ્મીકિ આવશે. આહ! સંસાર યુદ્ધક્ષેત્ર જ નહિ તો બીજું શું છે? શુલેહ, શાન્તિ, મુક્તિ તો 'આસમાન'માં પણ હદપાર–ઠારમાં તેરમે શિખરે ચ્હડેલી વ્યક્તિવિશેષની હૃદયગુહાના ખૂણા સિવાય બીજે ક્યાં હોઈ શકે? અને ત્યાંથી તો વિગ્રહ પણ શાન્તિ રૂપે અને શાન્તિ વિગ્રહ રૂપે દેખાતાં હશે તો?

* *

૨૯ પ્રગતિનો ક્રમ—સ્થિરતા, અકસ્માતના આક્રમણ દ્વારા પ્રેરિત ગતિમાં આવવું, પ્રેરિત ગતિ વચ્ચે અમુક સ્થાને ગળીઆ બળદની માફક ગતિહીન થઈ બેસી જવું; 'બેસવા!' તે સ્થાને વધુ વખત થોભી જઈ તે દરમિયાન સ્વતંત્ર ગતિનું બળ એકઠું કરવાપણું અને તે સાથે જ પહેલાંની ગતિની દિશા તેમજ તેથી ઉલટી દિશાએ બન્નેને છોડી અર્થાત્ જ્હા સ્થિર બેઠો છે ત્હાથી પૂર્વ કે પશ્ચિમનો માર્ગ ન લેતાં દાટખૂણાનો અથવા 'ઉપરનો' માર્ગ નિશ્ચિત કરવાપણું, 'ઉપર'ના માર્ગે સીધી સીડીમા તે ચઢણ ચાલુ રાખવાપણું; ચઢણની ગતિને સ્વેચ્છાથી ધીમી કરવાપણું; મધ્યસ્થ પહાડના છેલ્લા શિખર પર આસન જમાવવાપણું

***

૩૦ પ્હેલી સ્થિતિ સ્થિરતાની, જડતાની, વ્યક્તિત્વ પ્રગટ્યું નથી તેવી, જ્યહાં ભાન હજી સુષુપ્તિ અથવા ગાઢ નિદ્રામાં છે તે દશા, જ્હેને શાસ્ત્રીય પરિભાષામાં 'નિગોદ' કહે છે ત્હાથી પ્રેરિત ગતિ કે જે ઉગ્રતમ આઘાત દ્વારા જ પ્રગટવા પામે, તે વડે ઝાખા ભાનમાં આવવાપણું થાય. લાંબા કાળ સુધી પ્રેરિત ગતિ જ સભવે બીજાઓની પ્રચંડ ગતિના ધક્કાથી એ ગતિ થવા પામે ત્હાં કર્તાપણુ નથી કર્મપણું છે, બીજાઓને રમવાનો દડો છે, પવનના નાચનું એ ભાજન છે—તરખલું છે પ્રેરિતગતિથી તરખલું જાજરૂમા જાય છે, મહેલના શયનગૃહમા જાય છે અને આસમાનમાં પણ જાય છે—પણ કશાનો આસ્વાદ ત્હેના નસીબમાં નથી

***

૩૧ વ્યક્તિના, સમાજના અને અકસ્માતના ઠેલાથી ત્રા
પામેલી વ્યક્તિની સ્થિતિ જ્યારે પોતાને જ અસ
અને અશક્ય લાગવા માંડે ત્યારે, તે વખતે તે જ્યાં હો
ત્યાં જ થોભી જાય અને હઠનો દમ ખેંચી ધક્કો કે આઘા
લાત કે ધૂંસરીને ઝીલવાની 'ના' કહેઃ એ પહેલો સ્વતંત્ર નકાર
એ પહેલવહેલું દમ ખેંચવાપણું, એ બહારને બદલે અંદ
જવાપણું, એ મૂંગો બળવો અથવા નિરંકુશપણું, એ સમ
જગત તરફ પીઠ કરી બધા પ્રહારો ખાવા છતાં પોતાન
ભોંયરામાં અક્રિય બેસી રહેવાપણું, એ કાયરાપણું, એ ભોંય
રામાં ભરાવાપણું, એ ગળીઆ બળદપણું. એક તરફ ભર્યું ભું
જેવું હોય તેવું જગત અને જગતમાંનું સર્વ કાંઈ અને બીજી
તરફ પોતે એમ બે પક્ષો પૈકીના બીજાને વળગી રહી પહેલાની
હયાતી જ સ્વીકારવાનું ના કહેવાપણું; એ અમુક પ્રકારની
નાસ્તિકતા, એ જગતમાત્રનો દ્રોહ અને ઘાત અને અત્યંતા-
ભાવ, એ 'પવિત્ર' નકાર, અરાજકતાની એ છૂપી ઘોષણા
અને પહેલી મરજિયાત પસંદગી એ જ પ્રગતિનો પાયો, એ જ
સમ્યક્ત્વનો ઉદય, એ જ જીવનનો પહેલો શ્વાસ. ધાર્મિક
પરિભાષામાં આને 'ત્યાગ' એવું નામ આપેલું છે, જે નામને
આજે આસ્તિકો તેમજ નાસ્તિકોએ પોતાની વિકૃત અને
અશક્ત કલ્પનાનો આરોપ કરી ભ્રષ્ટ રૂપ આપ્યું છે. આ
ત્યાગ અંદરના બળવાનું સ્વાભાવિક પરિણામ જ હોય, ઉપ-
દેશાદિ બહારની અસરોનું પરિણામ નહિ. પ્રેરિત ગતિ અને
ત્યાગ એ બે તો એક બીજાના પ્રતિપક્ષીઓ છે, અને ત્યાગનો
ઉપદેશ એ પણ પ્રેરિત ગતિ જ છે—બહારથી નખાયલી
અસર જ છે—'દુનિયા 'જ છે' કે જે દુનિયા રહાગેના બળવાનું

નામ 'ત્યાગ' છે. આંખો અને કાનનું બંધ કરવાપણું એ 'ત્યાગ' છે. ધમકી અને લાલચરૂપે બહારથી આવતો શત્રુનો અવાજ, આશ્વાસન કે સહાયના વચનરૂપે બહારથી આવતો મિત્રનો અવાજ, રે આશારૂપે અંદરથી આવતો અવાજઃ એ સર્વને સાંભળવાની ના કહેવાની ભીષ્મહઠ એનું નામ 'ત્યાગ' છે.

* * *

૩૨ આ 'બળવા'ની સ્થિતિ પાસે જરા વધુ વખત થોભી જવું જરૂરનું છે. વેદધર્માનુયાયી અને જૈન-ધર્માનુયાયી તેમજ અન્યાન્ય ધર્માનુયાયી ઘણીએ વ્યક્તિઓ ઘર અને કુટુંબ છોડી અમુક પ્રકારનો સ્વાંગ પહેરવાથી અથવા *લંગોટ, ભસ્મ કે નગ્નતા ધારણ કરવાથી* દુનિયાનો '*ત્યાગ*' થયો માને છે. તેમજ 'સરકાર' 'સેતાન' છે, અને "એની આજ્ઞા નહિ માનીએ" એવી ધીપણાને 'અસહકાર' નામ આપી કેટલીક પ્રજાઓ એમ માનવા લાગે છે કે તેઓએ સરકારનો 'ત્યાગ' કર્યો છે. ધાર્મિક ક્ષેત્ર તેમજ રાજકીય ક્ષેત્રમાં થતા આ જાતના ત્યાગ વસ્તુતઃ '*ત્યાગ*' નથી. યથાર્થ ત્યાગ બહારથી પ્રેરિત ન હોય, અંદર થયેલી અસહ્યતાનો સ્વાભાવિક ઉદ્ગાર હોય અને તે મૂંગો હોય એ અસહ્ય સ્થિતિ એનો દંમ એટલી હદ સુધી ખેંચી રાખતી હોય કે મુખેથી 'હું ત્યાગ કરું છું' એટલું બોલવાનો ય અવકાશ ન હોય. શરીરની અને હયાતીની બેદરકારીથી મૂંગા–અક્રિય ભગાધ બેસવા રૂપ સ્વાભાવિક ક્રિયારૂપે જ એ ત્યાગ અથવા બળવો હોય. જવાબ આપવો કે પોતાનો નિશ્ચય જણાવવો એ પણ બહારની અસરને

તાબે થવાપણું જ લાગતું હોય. બહારના અવાજને નહિ સાંભળું તો ખાવાનું નહિ મળે, પ્રહાર થશે, કોઈ ભવિષ્યના અનુકૂળ સંજોગોમાં મળવી સંભવતી મુક્તિ પણ ખોઈ બેસાશે–ઈત્યાદિ કલ્પનાનો પણ તે સ્થિતિમાં ત્યાગ હોય, કારણ એ સર્વ કલ્પનાઓમાં બીજા પક્ષની હયાતીનો સ્વીકાર રહેલો છે. આજના ધાર્મિક અને રાજકીય 'ત્યાગી'ઓ તો ત્યાગના અભિમાન રૂપ સેતાનની રમતના દડા રૂપ છે ! એમનામાં કોઇએ ત્યાગ પ્રેર્યો છે, 'પુરૂષ'નો ત્યાગ કે જે 'પુરૂષાર્થ' છે તે એ નથી, પણ પારકું વીર્યનું ટીપું લઈ સુવાવડના ખાટલે પડવાપણાને 'ત્યાગ' નામ આપવામાં આવે છે. અને પછીથી ફળ (સંતાન) બહાર આવે છે ત્હેને માટે 'આ મ્હારું કાર્ય છે' એવું અભિમાન સેવામાં આવે છે. સુવાવડીને જેમ ફળ (બાલક) જોવાની અને ત્હેને મ્હોટા બનેલો જોવાની ઇચ્છાઓ થયા કરે છે તેમ આ પ્રેરિત ત્યાગીઓને પણ સ્વરાજ્યની અને મુક્તિની ઇચ્છાનાં સ્વપ્ન આવ્યાં કરે છે; રાજકીય અને ધાર્મિક ત્યાગો આ પ્રમાણે સુવાવડીના ખાટલા છે–અશક્તોની ધમાલ છે–સુખની ગરજે સહાતાં કષ્ટનાં અભિમાન છે–આશા પ્રેરિત ગતિ છે, નહિ કે પ્રગતિની શરૂઆત. નગ્ન સત્યના ઉપાસક દિગમ્બર જૈન શાસ્ત્રોએ એક ખૂણે લખ્યું હતું કે 'સ્રીને મુક્તિ ન હોય.' નગ્નતાને ભયંકર માનતા વસ્ત્રધારી જૈનો, સ્રીબહુમાનના જમાનાના પવનથી પ્રેરાઇને પોકારી ઉઠયાઃ "હમ્બગ ! સ્રીને મુક્તિનો હક્ક જ નહિ એમ કહેવું એ મનુષ્યત્વનો જ દ્રોહ કરવા બરાબર છે. શું સ્રી મનુષ્યકોટિમાં નથી ?" આ 'દલીલ'નો જવાબ આપવા ધણીએવાર મ્હને કહેવામાં આવેલું અને મ્હેં એ તરફ બ્હેરા

કાન કરેલા. શું 'હકીકત' દલીલ પર જીવે છે? શું દલીલ કરનારનો પ્રશ્ન પોતાના સ્વતંત્ર અવલોકનનું પરિણામ છે? શું એવા પ્રેરિત ગતિવાળાઓએ 'મુક્તિ' અને 'સ્રી'નું અવલોકન અને મનન કર્યું છે? ત્હારે જવાબ કોને આપવો અને 'હકીકત' કોને શ્રદ્ધાવવી! શાસ્રો ગમે તે કહેતાં હોય, મ્હારો અનુભવ પોતે બોલે છે કે સ્રીને મુક્તિ હોઈ જ ન શકે! ભાજન સુવર્ણનું બનાવવામાં આવે તોય ભાજન છે, ભોજ્યને પંપાળીને ભોગવવામાં આવે તોય ભોજ્ય છે. ધક્કો ઝીલનાર અને ધક્કો મારનાર એ બેમાં માત્ર ધક્કો મારનાર જ 'આગળ' વધી શકે છે, સ્થૂલ કે સૂક્ષ્મ-પ્રકારૂપે પ્રગતિ કરી શકે છે. જે વ્યક્તિવિશેષ, સ્રી દેહે હોવા છતાં, સમાજે સ્રી દેહનો જે અર્થ આરોપ્યો છે તે અર્થ સ્હામે મૂંગો બળવો કરી શકે અને પોતાને પ્રેરનાર-ભોજ્યરૂપે વાપરનારના અસ્તિત્વનો જ અંદરથી ઈનકાર કરી શકે, સર્વત્ર સ્રી સિવાય બીજું કોઈ જ ન શકે, પુરૂષદેહ અને પુરૂષદેહે સર્જેલી ભોક્તા-ભોજ્યની સૃષ્ટિનો જ જે અત્યંતાભાવ કરી શકે તે વ્યક્તિવિશેષ, દેખાતા સ્રીદેહે પણ 'પુરૂષ' છે-મુક્ત-પુરૂષ છે. એને મુક્તિ એ કોઈ મેળવવાની નહિ પણ વરી ચૂકેલી ચીજ છે-એ પોતે જ 'મુક્તિ' છે. કદાચ એટલા જ માટે 'સ્રીને મુક્તિ ન હોય' એવું કહેનાર શાસ્રે પોતે જ ખુદ મુક્તિની ભાવનાને જ સ્રીલિંગમાં પ્રદર્શિત કરી અને કોઈ કોઈ સ્થળે 'મુક્તિ સુંદરી' એવા શબ્દનો ઉપયોગ કરી પહેલા કથનમાં 'દેખાતા' પક્ષપાતનો વ્યાજ સહિત બદલો આપી દીધો છે! એ શબ્દ પ્રયોગે આજના વેવલા ભગતડાઓને વિહ્વળ બનાવી મુક્તિ તરફ દોડતા બનાવ્યા છે, કારણ

કે, ત્હાં મુક્તિ સુંદરી છે, બદશીકલ કે સામાન્ય સૌંદર્ય ધરાવતી આજની સ્ત્રીને છોડવાના ફળ રૂપે મળતી અસાધારણ રૂપ લાવણ્યવાળી સ્ત્રી સાથેના ઇન્દ્રિયજન્ય કે માનસિક 'સુખ' છે!

આમ 'પ્રેરિત' ત્યાગ માત્રમાં 'સુખ'ની ભૂખ ગતિ કરાવી રહી હોય છે. એ જ નિર્માલ્યતા છે, એ જ કંગાલવત છે, એ જ પારતંત્ર્ય છે, એ જ મુક્તપણા માટેની નાલાયકીનું ચિન્હ છે. 'ત્યાગ'નું ત્યાં નામનિશાન પણ નથી, 'અસહકાર'ની ગંધ પણ નથી, 'બળવા'નો જન્મ જ હજી થયો નથી. સઘળું પ્રેરિત ગતિમાં આમ તેમ 'ફેંકાવાપણું' છે. એ ફેંકાવાપણું અટકે ત્યારે તો 'નિરાશપણું' અને 'મૌન' પ્રથમ પ્રગટે અને એ પ્રગટવામાં કારણભૂત પોતાને પોતાની જીંદગી અશક્ય થઈ પડવાનું ભાન જ હોય, એમ થવા માટે ઉગ્રમાં ઉગ્ર જુલ્મ–ત્રાસની જરૂર હોય. કોઈ પ્રિયપાત્રને મુક્તિ કે સ્વરાજ્ય અપાવવા ઇચ્છનારે, જો તે અનુભવી પુરૂષ હોય તો, પ્રતિપક્ષને વધુ ને વધુ ત્રાસ કરવાની બુદ્ધિ પ્રેરવી ઘટે, રાહત આપવાની અરજ કે સલાહ નહિ. "અમારા સંતાનોને સ્કુલો છોડાવીએ તો પછી ભણતરનું શું થાય? નોકરીઓ અને વકીલાતો છોડીએ તો પેટનું શું થાય? મશીનરી છોડીએ તો અમે જૂના કાળના જંગલી બની જઇએ અને આજની 'પ્રગતિ' (!) કરતી દુનિયામાં પાછળ પડી જઈએ," ઇત્યાદિ વકીલાત કરનારાઓ માત્ર પોતાની તરખલાની સ્થિતિ સાબિત કરે છે,–એમની સાથે દલીલો કરવા બેસે એ જ્ઞાની ન હોય, એમના ઉપરની મ્હોટામાં મ્હોટી દયા એ જ કે એમને ભયંકર અસહ્ય સ્થિતિમાં લાવી મૂકવાની યોજના કરવી; કે જે સ્થિતિ પોતે જ એમના બોઈલરમાંથી અસહકારની

ટીમ-જહેને ભાષા નહિ હોય, પણ માન એકુ થવેનુ મળ હશે તે-મ્હાર ફેકશે જો હું અત્યારે હિંદી શુભ દેના સ્થાને મૂકાયો હોઉ અને આખા હિંદના ધર્મગુરુઓ મ્હારા હૃદય પર દયા અને અહિંસા અને પરોપકાર અને પ્રેમ અને સમાન હક્ક અને ધર્મ આદિ સઘળા મનેહર નામે થી અર્પણ કરી હિંદને સ્વરાજ્ય આપવાની જરૂર કમાવે તો હું સમ્યાકથી પડધો પાડતા ફરમાવુ કે ' મુક્તને સર્વત્ર મુક્તિ જ જોવામાં આવે છે, તેમ સ્વતત્રને સર્વત્ર સ્વતત્રતા સિવાય બીજુ નજરે પડી શક્તું જ નથી સમ્રાટ પોતે ઇશ્વરનો-મુક્તિનો-પ્રતિનિધિ હોઇ એની દૃષ્ટિએ સ્વરાજ્ય સિવાય બીજુ કંઈ દેખાતુ જ નથી આજે ત્હમે મ્હને પરતત્રતા રૂપ બંધની હયાતીનું ભાન કરાવવા આવ્યા છો, જે હયાતીમા નથી ત્હેને મ્હારા ઉરમા ભૂતરૂપે હયાતીમા લાવી મ્હને પીડા દેખાડવા આવ્યા છો તો ત્હમારી એ ક્રિયાની પ્રતિક્રિયા પણ ભોગવતા જાએ "-અને હું એમને પગથી ગળા સુધીની બેડીઓ નાખી કેન્ટ મોન્ટીક્રીસ્ટો ( Count of Montecristo )ને જે કેદખાનામા નાખ્યો હતો ત્હેના કરતાય વધુ ઉંડા અને ઉંડા ભોંયરાના જીંદગી સુધી સડવા મોકલી આપુ, એટલુ જ નહિ પણ સ્વરાજ્યની વકીલાત કરનાર દેશભક્ત વકીલો અને લેખકો અને વક્તાઓને પણ પેન્શન પર કે કામમા લેવાનુ ફરમાવુ અને આ બધુ 'પવિત્ર આવેશ'થી કરૂં નહિ કે વૈર કે ક્રોધથી પ્રેરાઇને, પણ એવા પ્રેમાળ અને આત્મિક દયાના ઉદ્ગાર તરીકે કારણ કે તમન્નેજી, ટોલ્સ્ટોય પહેલો 'નકાર' અને 'ત્યાગ' પ્રેરનાર છે એ ખરુ છે અને નોકરીનો ત્યાગ તો નજીવી ચીજ છે , ખરી મ્હારૂ ?

એવું માનવાની પણ ના કહેવાની 'ગરજ' ત્હેમનામાં તે સ્થિતિમાં આપોઆપ આવશે; કારણ કે જો શરીર પોતાનું મનાઈ ચાલુ રહે તો એના પર થતા ભૂખમરા અને મારના પ્રયોગ સહન જ થઇ શકે નહિ. શરીર મ્હારૂં નથી કે હું નથી એ શ્રદ્ધા અસહ્ય સંકટ અને સંકટની 'અસર'થી જ જન્મ પામે છે, જ્યારે શરીરમાં મમત્વ અને અહંભાવ, સગવડ અને આરામથી જ જન્મ પામે છે. આ કોઈ ભાવના કે કલ્પના નથી, પણ 'હકીકત' છે. મોહગ્રસ્ત મનુષ્યોને એ હકીકત માર પછી શ્રદ્ધાય છે, મનનવાળાને મારના પ્રસંગની જરૂર વગર વિવેકથી તે જ હકીકતનો સાક્ષાત્કાર થાય છે. પણ આ હકીકત એક વખત શ્રદ્ધાય તો નિડરતા, નિર્ભયતા, નિષ્કંપતા, અંદરની સ્થિરતા ઉગી આવે છે અને હારેલા ઢોરને બદલે મનુષ્ય વિજેતા કે દેવ (દિવ્ય શક્તિવાળો) બને છે. રામનો વનવાસ, અને પાછળથી કાઉન્ટ ઑફ મોન્ટીક્રીસ્ટો બનતાં નિર્દોષ પ્રેમી ખલાસી છોકરાનું ભયંકર ભોંયરારૂપ કારાગૃહમાં પડવું એ જ એમના જીવનને દૈવી બનાવનાર મુખ્યમંત્ર હતો. જેલમાં નહિ જાય ત્યહાં સુધી સ્વરાજ્યવાદી નહિ, એમ કહેનાર ગાંધીજી મારફત કોઇ ધર્મઝનૂન કે કેળવાયલાઓ પ્રત્યેનો દ્વેષ બોલતો ન્હોતો: એ તો માનસશાસ્ત્રના સિદ્ધાંતનો અવાજ હતો. કોઇ પણ જાતનો ખાસ હક્ક માંગવો નહિ, જેલના કાયદા ગમે તેવા અન્યાયી કે પીડાજનક હોય તો પણ એના વિરોધ કરવો નહિ, એ વગેરે આજ્ઞાઓ કાંઇ ધર્મ કે નીતિ–શાસ્ત્રની ભમરાળાઓ ન્હોતી, પણ દુઃખનો સ્પર્શ મર્મ ભાગને થવા દેવો અને એ રીતે શરીર પરના મમત્વ અને અહંત્વનો સ્વાભાવિક રીતે લોપ થવા દેવા માટે જે જે પરિસ્થિતિઓ

આવશ્યક છે તે તે પરિસ્થિતિઓને જાગૃત્તનો [illegible]
હતી. આ કાળજીને જ કેટલાક અનુભવીઓએ [illegible]
evil એવા શબ્દો દ્વારા પ્રગટ કરી છે. આ [illegible]
એક તમાકો છે, નબળાઈનું મૌન નથી એમાં [illegible]
બળવો રહેલો છે અને એ મૌન અને [illegible]
સમયે જ બહારના યુદ્ધને જોઈતી સામગ્રીઓ અને [illegible]
સૂક્ષ્મમા ઘડાતાં હોય છે. પોતાને સ્વતંત્ર માનવાનું [illegible]
ધરાવતા ગુલામ બુદ્ધિવાદીઓ અને શાસ્ત્રપંડિતોએ [illegible]
આ કાનૂનને નહિ જાણવાના પરિણામે વ્યક્તિદ્વેષ અને [illegible]
ભાવથી પ્રેરાઇ ગાંધીજીની હીલચાલને તોડી [illegible]
વડે સમસ્ત જનતાનો દ્રોહ કર્યો છે અને [illegible]
નામે જ હિંદને નિર્બળ બનાવ્યુ છે. ગતિ અને પ્રગતિ [illegible]
ભેદ જ તેઓ સમજી શક્યા નથી અને ગુલામી [illegible]
ખાસ કરીને રોજીંદી જરૂરીઆતની તંગી ન [illegible]
તાત્કાલિક સલામતીની વ્યવસ્થા હોય એવી [illegible]
વિવેક અને આતર્બળ સૂતેલાં જ હોય અને [illegible]
કે કાયરપણાનાં સુપણાને જ સ્વતંત્રતા [illegible]
અને ગુનામોની સ્વતંત્રતા જ માત્ર [illegible]
પોલીટીકસ અને નીતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર [illegible]
હોય, સપાટીપરની ધાંધલ અને શબ્દજાળ [illegible]

* * *

33 વ્યક્તિ કે કોમ જેટલે અંશે [illegible] સ્વતંત્ર
છે, તેટલે જ અંશે સમષ્ટિ કે [illegible]
ફરવાને પણ સ્વતંત્ર છે ગણીઆ બજા- [illegible]
જે વર્તન થતું જોવાય છે તેવું અને [illegible]
અને વધુ વિવિધ રૂપે પીડન બળવાન [illegible] કોમ પર

ચોતરફથી રેલાશે. સ્વાર્થની હાનિ-પૂજા નહિ પણ પ્રહાર જ પ્રેરે, તેમ ન થાય તો માનવું કે મૂળે બળવો જ થવા પામ્યો ન હતો. એ બળવો અમુક વ્યક્તિ વડે પ્રેરાયેલો હોવા છતાં ખરેખર કાંઇ વ્યક્તિ સ્હામેનો બળવો નથી હોતો. વ્યક્તિ જે પીડાની અસર ઉપજાવે છે તે અસર સ્હામેનો બળવો હોય છે, અને તેથી સમસ્ત જગત સ્હામેનો બળવો હોય છે—'અસરના સામ્રાજ્ય' સ્હામેનો બળવો હોય છે. તેથી જગતની અંદરના તમામ પદાર્થો કંઇ કંઇ ઘટના રૂપે પ્રથમ કડવી અને પછી મીઠી અસર ઉપજાવવા એકસંપી કરે છે અને અસરના રાજ્યનો ત્યાગ કરનારને એ રાજ્યમાં ખેંચી લાવવા આકાશપાતાળ એક કરે છે. બળવાનો એ સ્વાભાવિક પડઘો હોઇ, કારણભૂત થતી વ્યક્તિઓ કે ઘટનાઓ પર ક્રોધ તો શું પણ વિચાર કરવોય પ્રગતિના પથિકને ન પાલવે.'

* * *

૩૪ એ સઘળા ઘોંચપરોણા અને જુલ્મો વચ્ચે પણ જે બળદ પ્રથમ ફાટેલી સ્થિર આંખે અને પછી બીડેલી આંખે જગતને અને જગતના અસ્તિત્વને—અને તેથી જગતમાંનાં પોતાનાં શરીરનાં અને મનનાં અસ્તિત્વને પણ માનવાની ના કહેવાપણું કાયમ રાખી શકે તે મનુષ્યરૂપબળને બળવો પચે છે, હજમ થાય છે. 'પ્રયત્ન' નહિ પણ 'ભૂમિકા' રૂપ બને છે.

* * *

૩૫ બળવાના પ્રયત્ન વગર, બળવાના ઇરાદા વગર, જગતની ધુંસરી અને ઘોંચપરોણા અને કાનૂનની બેડીથી પોતાને સ્વતંત્ર જોવાનું ચાલુ રહેવાપણું એ 'સ્થૈર્ય'

છે. 'સ્થૈર્ય 'કાળે જ આત્માનો ગર્ભ ખીલે છે, વિકસે છે, અંગોપાંગ સાથે પ્રગટે છે. એ નવાં અંગોપાંગ અને એ નવો પ્રાણ શક્તિ વડે હવે તે ઉર્ધ્વ ગતિ કરે છે, જહેને 'પ્રગતિ' એવું નામ યથાર્થ વક્તાઓએ આપ્યું છે. સપાટી પરની સો વર્ષની ગતિ એક ક્ષણની પ્રગતિ જેવું પરિણામ ઉપજાવવાને સમર્થ ન હોય. સો વર્ષની મજૂરીની પેદાશ એક ઝવેરીના એક ક્ષણના સોદાની પેદાશની તુલના કરી શકે નહિ.

***

36 બ્હારવટીઓ, રાજા, સાધુ અને વેશ્યા: સમાજ સ્હામે એ ચાર બળવાખોર છે. એમને કોઇ 'ઉલટાવી' શકે, પગને સ્થાને મસ્તક અને મસ્તકને સ્થાને પગ એ રીતે ફેરવી શકે તો તેઓ ગતિના રાજ્યમાંથી પ્રગતિના રાજ્યમાં આવી શકે છે; એટલું જ નહિ પણ અસાધારણ ત્વરાથી પ્રગતિની સીધી ઉભી લીટીના છેલ્લા બિંદુએ પ્હોંચી શકે છે, પણ જો તેઓ ખરા 'બળવાખોર' હોય તો જ, કારણ કે ચારેની પ્રકૃતિમાં પોતા તરફની વફાદારી અને જગતનો અસ્વીકાર હોય છે.

***

37 ક્ષાત્રતેજના જમાનામાં આ ચારે માટે રાજ્ય કચેરીમાં બહુમાન હતું, તિરસ્કાર કે દ્વેષ નહિ. જ્યારથી રાજામાંથી ક્ષાત્રતેજ ગયું ત્યારથી બાકીના ત્રણેયમાંથી પણ 'ખાનદાની' અથવા 'સ્વતંત્ર શોખ 'નું તત્ત્વ ફિક્કું પડતું ચાલ્યું. એક જ ભૂમિના એ ચારે છોડમાં વૈશ્યત્વ અને શુદ્રત્વનો રસ વહેવો શરૂ થયો, જો કે હજી કોઇ રડયાખડયા બ્હારવટીઆમાં શરીરપરનું મમત્વ અને ત્હેને પરિણામે વિશુદ્ધ

બ્રહ્મચર્ય, નિડરતા, ઉદારતા અને પોતાની બરાબરીનાં ન હોય તેવાની સ્હામે હાથ ઉગામવાના કંટાળારૂપ 'દયા' તેમ જ કુદરતના રહસ્યનું જાદુ જ્ઞાન કોઇ કોઈ વખત મનુષ્ય પ્રકૃતિના અભ્યાસીને જડી આવે છે. સઘળા ગુલાબી ગુણો શક્તિમાં રહેલા છે, સઘળી તુચ્છતાઓ અશક્તિમાંથી ઉદ્ભવે છે અને અશક્ત જો બુદ્ધિમાન હોય તો એ વક્રબુદ્ધિનો ઉપયોગ પોતાને સ્વાભાવિક એવી તુચ્છતાઓને પવિત્ર નામોના ઝભ્ભા તળે છૂપાવે છે; અને એ રીતે પોતાના જીવનને શક્ય બનાવી લે છે.

***

૩૮ દોડવું એટલે સપાટ ભૂમિપર–'સપાટી' પર ગતિ કરવી તે. સપાટીને છોડવાથી 'પ્રગતિ' આરંભે છે. સપાટીને છોડવાની તાલીમ નાચવાની ક્રિયાથી શરૂ થાય છે, વાણથી આગળ વધે છે, ધ્યાનથી ઑર આગળ વધે છે અને વગર પ્રયાસે ટકી રહેતી ધ્યાનની સ્થિતિમાં વિરમે છે.

***

૩૯ જેટલું 'ઉંચુ' ચ્હડવું હોય તેટલું 'ઉંડુ' ઉતરવું પડે. આકાશ અને ઉચ્ચતમ ભૂમિકાઓ ઉંડાણમાં છે, આંખે દેખાતા આસમાનમાં નહિ.

***

૪૦ પ્રગતિને અંતે જે સ્થિતિવિશેષ છે ત્હાંથી થતો ક્ષણ માત્રનો સત્ય સંકલ્પ જ પ્રગતિનું જગત ઉત્પન્ન કરે છે. પ્રગતિજગતના વતનીઓ ગતિના જગતને પોતાના નાચની ભૂમિકા તરીકે સૂજે છે, ગતિ પોતાના

આયુષ્યને ટકાવી રાખવા (ભક્ષ, અશ્વ, શસ્ત્ર, દાસ ઇત્યાદિ અનેક રૂપે ઉપયોગમાં લેવા) નિગોદની ભૂમિ માગે છે.

* * *

41 ગતિના સામ્રાજ્યની વ્યક્તિ પ્રગતિનું માપ કરવા ઇચ્છે છે ત્હારે કયો ગજ વાપરે છે? ત્હેની પાસે હોય તે જ! અર્થાત્ ગતિના રાજ્યનો ગજ! હરણ કે ઍન્જીનની ઝડપને તેણે ગજ માન્યો હોય છે; અને એ ગજથી તે કોને માપે છે? 'પ્રગતિ' ને નહિ, પણ પ્રગતિ સંબંધી પોતે બાંધેલી કલ્પનાના ઓળાને–ભૂતને! પ્રગતિનું માપ તો એ રાજ્યમાં વસનારથી જ અને એ રાજ્યના જ ગજ વડે થવું સંભવે! મહાપુરૂષોની ખરી કિંમત દુનિયામાં ન અંકાઇ શકાતી હોય તો ત્હેનું આ જ કારણ છે.

* * *

42 'વૃત્તિ,' 'પ્રવૃત્તિ,' 'નિવૃત્તિ': એ ત્રણ ક્રિયાઓની હીલચાલ એકચિત્તે અને લાગલાગટ કેટલાક દિવસો સુધી અવલોકનારને પ્રગતિ સ્હેલાઇથી વરશે.

* * *

43 'મ્હને મુક્તિ કે સ્વરાજ્ય જોઇએ છે' એમ કહેનારનું એ કથન કોઇ ઇચ્છા પ્રગટ કરે છે; અને 'અમુક યોજના વડે એ ફળ મળી શકે' એ કથન બુદ્ધિનું અસ્તિત્વ સૂચવે છે. દેખાતી દુનિયા પર દોડતું શરીર એ જ કાંઇ 'મનુષ્ય' નથી, પણ લાગણી અને બુદ્ધિ જહેના દોડવાને ગતિ અને માર્ગ આપે છે તેનું શરીર છે, એટલું તો ઓછામાં ઓછી અક્કલવાળાના પણ હમેશના ભાનમાં રહેવું જોઇએ. તે છતાં ભલભલા પંડિતો, લેખકો, વકતાઓ, પત્રકારો, પ્રજા-

કોય નેતાઓ અને રાજ્યકર્મચારીઓ જ્યહારે મનુષ્ય-સમાજ પર ક્રિયા કરતા હોય છે કે ક્રિયાનો પ્રતિકાર કરતા હોય છે કે ક્રિયા પ્રતિક્રિયાનું અવલોકન કે યોજના કરતા હોય છે ત્યહારે આ મૂળ વાતનું સાદું સત્ય ઘણે ભાગે ભૂલી જતા હોય છે. ક્રિયા, બુદ્ધિ અને લાગણી પર કઈ જાતની અને કેટલા અંશની અસર ઉપજાવશે અને એ અસરની પ્રતિક્રિયા એ અમુક ખાસિયતવાળી બુદ્ધિ અને લાગણી તરફથી કેવા પ્રકારની અને કેટલા બળવાળી નીકળશે—એ ગણતરી કરવા જેટલું ત્હેમનામાં ધૈર્ય, કુશળતા અને ઉંડાણ નથી હોતું. કેમ જાણે નરા શરીર સાથે શરીરનું—કે બહુ તો દલીલ સાથે દલીલનું અથડાવાપણું જ માત્ર થતું કે થવાનું હોય એવા ઉપલકીઆ ભાનમાંથી ત્હેમના અભિપ્રાયો, નિર્ણયો અને ક્રિયા–પ્રતિક્રિયાઓ વહે છે એ જ દૌર્બલ્યનું લક્ષણ. એ દૌર્બલ્ય સમાજમાં હોય એ કાંઇ બહુ અફસોસ જેવું નથી, પણ પ્રધાન રાજકર્મ-ચારીઓ અને લોકનાયકો તથા પત્રકારો, લેખકો અને ધર્મ ગુરૂઓમાં હોય એ જ મહા ભયંકર; અને એ વસ્તુ-સ્થિતિ આજની આખી દુનિયામાં અને ખાસ કરીને હિન્દમાં નજરે પડે છે, તેથી સહીસલામત રીતે કહી શકાય કે આજે દુનિયાને ગતિમાન કરનાર દૌર્બલ્ય શકિતી છે, શક્તિદેવી નહિ. દુનિયાનો વિકાસ–civilization હજી તદન બાલ્યાવસ્થામાં છે, પણ બુદ્ધિતત્ત્વના પ્રકોપને લીધે જબરજસ્ત અભિમાની બાલ્યાવસ્થા છે, આજની દુનિયા ભયંકર નીસાસા અને ગર્જનાઓ કરતા, પહાડ જેવા આયુધોને અફળાવી આકાશને ગજવતા, લાંબી ફલંગો અને કૂદકા ભૂસકાથી ધરતીને કંપાયમાન કરતા અસુરોનું કુરુક્ષેત્ર છે. 'આસમાનમાં થતા

દેવતાઇ યુદ્ધનો તો અવાજ આ નીચેની પૃથ્વી પર કાને પડવા પામતો નથી ' દેવો સૂક્ષ્મ ભૂમિકા પર અને સૂક્ષ્મ દેહથી પ્રગટતી શક્તિ વડે લડતા હોય ત્હાં ' ભૂમિકમ્પ ' છે જ નહિ અને ' મ્હેં ' માર્યો, હું મારીશ, હું અજીત ' એવી ચીસો કે જે આત્મદૌર્બલ્યને છૂપાવવાના મિથ્યા ફાંફાં માત્ર છે ત્હેનો પણ ત્હાં અભાવ હોય છે. ત્હાંના યુદ્ધના પક્ષકારો તો સમષ્ટિગૃહના સમસ્ત કુટુંબના પોષણ અને વિકાસને અર્થે ઝીલતા માખણ માટે સ્હામ સ્હામી ગોઠવાઇ ગયેલી પ્રફુલ્લિત ચ્હેરાવાળી અને એક જ વલોણાની દોરીઓ પોતા તરફ ખેંચી જવાની હરીફાઇ કરતી બે કુલવધુઓ હોય છે ! તેઓ પૈકી એક દોરી ઢીલી મૂકીને બીજીને બળ ધીરે છે, અને દોરી ખેંચતી વખતે બીજીનું બળ પોતામાં લે છે, અને એ પ્રમાણે બન્નેમાંથી પ્રગટતું બળ શ્વેત સાત્વિકી શક્તિના ભંડાર સમ માખણ તારવવામાં જ નિપુણ હોય છે. તેઓ એ બળ વારિ વલોવવામાં ખર્ચે, નહિ કે કાદવ વલોવવામાં ! દૂધને પણ પરિપૂર્ણ જામવા દીધા સુધી વલોવવાની ક્રિયા મોકુફ રાખવા જેટલું એમનામાં ધૈર્ય છે. બળ ખેંચવા અને ધીરવાની ક્રિયા મધ્યસ્થ વાંસ મારફત થાય છે, કે જે પક્ષકારોમાં શક્તિ વિનિમય કરીને જ નહિ અટકતાં મતત્ નાચવા છતાં સ્થાનભ્રષ્ટ થયા વગર જ જામેલા દૂધને ' અર્થ ' આપવાનું,–કિંમત આપવાનું, ઉચ્ચીકરણ આપવાનું, વિકસિત રૂપાંતર આપવાનું, કામ પણ તે જ વખતે કરતો હોય છે. બન્ને પક્ષને તાલીમ રક્તશુદ્ધિ અને ઉત્સાહ તથા કુટુમ્બ માત્રને ( જમતને ) માખણ અને ગોરસને ( દહીંને અથવા ધરતીના રસને ) દિવ્ય કાયાપલટો આપે નહિ તે ' દેવોનું યુદ્ધ ' નહિ. ધમાલને યુદ્ધ

માનનારા એ જ નીતિવાદીઓને 'યુદ્ધ અધર્મ છે.' એ સિદ્ધાન્ત પર ધકેલી દીધા છે; બન્ને, દિવ્યતાના દુશ્મન છે

***

૪૪ ગો ( પૃથ્વી, ગાય, જ્ઞાનેંદ્રિયો ) ને રક્ષવી, ઉછેરવી દોહવી; અને એ દોહન ( દુગ્ધ ) ને પણ રક્ષવું મેળવણીથી જમાવવું, વલોવવું; તથા એ માખણવડે વળી 'ગોજાત 'ને ( આકાશમાં જન્મેલા. દેવને, દિવ્યાત્માને ) ઉછેરી પછી એ ગોધર (પહાડ) જેવા દૃઢ, ઉંડા મૂળ અને ઉંચા શિર-વાળા ગોવિંદ (ગોપાલ વિશેષ, કૃષ્ણ, બ્રહસ્પતિ, પરમ દિવ્યતાની સાક્ષાત મૂર્ત્તિ ) નેય પૃથ્વીનું વલોણું કરવામાં જોડી દેવાં રૂપ ગોમેધ ( સમર્થનો યજ્ઞ ) કરવો : આહ જીંદગીને આથી વધુ ખાનદાન અર્ઘ આપવો શકય છે શું !... હે પૃથ્વીપતી ક્ષત્રીઓ ! હે ભરવાડો અને ખેડૂતો ! હે જીતે-ન્દ્રિયો અને જ્ઞાનીઓ ! માટીમાંથી હર યુગે એકાદો ગોવિંદ ઉપજાવી ધરતી અને સ્ત્રીનું મુખ ઉજ્જ્વળ કરવાનું કામ તમારૂં છે. સ્ત્રીસન્માનનું એ એક જ રૂપ છે. રખે ભૂલતા, ધરતી, સ્ત્રી, ગાય, પ્રજા, ઇન્દ્રિયો એ સર્વનું રક્ષણ એ કાંઇ 'ધ્યેય' ન હોઇ શકે, ધ્યેય તો ગોવિંદ પ્રગટી શકે એવી પરિસ્થિતિઓ તૈયાર કરવાનું જ હોઇ શકે અને એમ કરવામાં ધરતી, સ્ત્રી, ગાય અને પ્રજાનું રક્ષણ તેમજ દોહન બન્ને આવશ્યકતાઓ બનશે. પૂછો વલોણું કરનારીને: એ પરિશ્રમ તે શા માટે લે છે ! માખણ ઉપજાવવા માટે કે છાશ માટે ! હે ગોવિંદો ગોપીઓને શું શોધો છો ! શોધો અને સાધો 'ગો 'ને ! એના પૃથ્વીરૂપથી શરૂ કરી, ગાયરૂપ, ઓરૂપ, પ્રજારૂપ, તીરરૂપ,

રત્નરૂપ, જ્ઞાનેંદ્રિયરૂપને શોધો અને સાધો; પછી એને સરસ્વતી રૂપે, આકાશ રૂપે, સૂર્ય અને ચંદ્ર રૂપે, કિરણ રૂપે, ઇંદ્રના વજ્ર રૂપે શોધો,—શોધો અને એ સર્વમાંથી એંચેલા માખણ વડે એક એક વજ્રકાય ગોવિંદ–મહાવીર–પુરૂષોત્તમ–Superman જન્માવો! ગોવિંદનો ગોપ ન બની શકે તે કોવિદ શાનો ?... હે ગોપો, વિદ્વાનો, શોધકો, વિચારકો, યોગીઓ ! ખૂબ ખેતી કરો, દત્તચિત્તે અને સાવધાનીથી–ભક્તિપૂર્વક–ખેતી કરો અને પાક ખીલ્યો હોય ત્હારે ગોપીઓ અને ગોપીવલ્લભને રાસ રમવા લલચાવો.

* * *

૪૫ સાક્ષરો ! તમામ ગોપીઓ ( જ્ઞાનેન્દ્રિયો ) લતામંડપમાં છૂપાયેલા કૃષ્ણ ( આત્મા ) તરફ અભિમુખ થઈ તનમનાટ ન કરતી હોય ત્હાં સુધી લેખિનીને કોરી ભૂમિ ( કાગળ ) પર દોડાવવાનું સાહસ કદાપિ ન કરતા. લખવું એ તો યોગ છે, સંભોગ છે, સૃજનકાર્ય છે, પોતાના લોહીથી ચિત્ર આલેખવાનું અને પોતાના વીર્યના સ્થૂળ ઘાટ ઘડવાનું કામ છે. રખે એને અર્ધદગ્ધના કામજ્વરની ક્રિયા બનાવતા !

* * *

૪૬ કહે છે કે મનુષ્યપ્રાણી સ્વભાવથી કોમળ, દયાળુ હોય છે. હશે કદાચ, પણ મ્હેં તો જેયું છે કે મનુષ્યપ્રાણી જેવું કઠોર, નિર્દય, હિંસક બીજું કોઇ પ્રાણી નથી. પોતાના દેવના પણ ટુકડા કરવા તે ચૂકતો નથી ! એકદા ' ઈશ્વર સર્વ શક્તિમાન છે ' એવી ઘોષણા થઈ, મનુષ્યે ત્હેને ઝીલી. શરીર-

બળ ધરાવતા શૂદ્રોએ એ ધ્વનિને મનુષ્યલોહીના ખપ્પરવાળી અંબિકાની મૂર્તિમાં ઉતારી એની પૂજા આદરી, ધન અને તે દ્વારા આરામની જીંદગી ઇચ્છનાર વૈશ્યોએ કમળમાંથી જન્મતી લક્ષ્મીદેવીની મૂર્તિમાં એનો પ્રવેશ કરાવી પૂજા આદરી, ગરમ લોહીના દરકારવાળા ક્ષત્રિયોએ સૂર્યમાં એને સ્થાપી સૂર્યપૂજા આદરી, વિદ્યારસિકોએ પોથી અને વીણા સાથેની વસ્ત્રાલંકારથી સજાયેલી સરસ્વતી દેવીમાં એને ઉતારી—ઢાંકી—પૂજા આદરી;તમામ ઇશ્વરના એક એક અંગને કાપી—છૂટો પાડી એ બહાદુરીના પ્રદર્શનને ‘ પૂજા ’નું પવિત્ર નામ આપ્યું ! પવિત્રતાની દરકાર વગરનો એવો એક તત્ત્વવેત્તા જ માત્ર પ્રમાણિક છે કે જે દયા તેમજ નિર્દયતાના ‘ આશય ’ વગર ઇશ્વરને પૂરો ન્યાય આપવામાં આનંદે છે; કારણ કે તે ઇશ્વરને કોઇ ચિત્રથી મર્યાદિત કરવા ઇચ્છતો નથી, હરેક સ્થાને ત્હેને જોઈ શકે છે, હરેક અંગ દ્વારા આખાનો ખ્યાલ ઉપજાવી શકે છે, શરીર, બુદ્ધિ અને લાગણી એ પ્રત્યેકને દેખાતો ઇશ્વર ત્હેને દેખાવા ઉપરાંત એ ત્રણે જે ઇશ્વરભાગને છૂપાવે છે ત્હેનેય તે દેખે છે, અને પડદો કરનાર તથા અંગભંગ કરનાર પણ ત્હેની જ શક્તિથી તે કાર્ય કરતા હોઇ તેઓ ઉપર ગુસ્સો કરવાનુંય ત્હેને આળસ હોય છે. ઉદારતા, અક્રોધ અને અહિંસા તો ફક્ત પૂર્ણતાને—તત્ત્વવેત્તાને જ વરી શકે છે. ભક્તિ, યોગ અને નિર્હેતુક ક્રિયાશીલતા જે દરેક સ્વતંત્ર દેવ તરિકે દુનિયામાં પૂજાય છે તે તે ત્હેનાં અંગ માત્ર હોય છે. એ અંગોનો ઉપયોગ તે વગર-પ્રયત્ને કરતો હોય છે.

***

૪૭ તત્ત્વજ્ઞ સ્વભાવતઃ પ્રખર અરાજક (Anarchist) હોય અને છતાંય રાજા કે રાજકર્મચારી પ્રત્યે દ્વેષ વગરનો, પ્રજા તરફના વલણ વગરનો, બન્નેની વચ્ચે ઉભો રહી બન્નેને ઉગ્ર વેગ આપનારો અને પોતાના હાથે પોતાનો યજ્ઞ કરનારો હોય છે. ત્હેની ક્રિયામાં કાનૂનનો ભંગ છે કે પાલન છે ત્હેનો નિર્ણય ન્યાયાધીશો કે પત્રકારો કે પ્રજાવર્ગ કરી શકે જ નહિ. એ જ મ્હોટામાં મ્હોટી અરાજકતા એ કાર્યમાં હોય છે કે જે કાર્ય આમવર્ગને કાયદેસરનું લાગતું હોય.

***

૪૮ 'જ્ઞાની'ની ક્રિયા બુદ્ધિની પેલીપારની હોય એમ કહેવામાં આવતાં ભલભલા બુદ્ધિમાનો મુઝાઇ પડે છે, જો કે એ, 'હકીકત'નું 'સાદુ' કથન' માત્ર છે આ મુશ્કેલી શાને આભારી છે ? 'ગતિ' અને 'પ્રગતિ'ની દુનિયાઓ વચ્ચેની સાંકળ સુજવાની અશક્તિને લીધે. 'આમ વર્ગ' અને 'જ્ઞાની' એ બે જગતને સાંકળનાર 'વિચારક' છે, જે તે જોઇ શકે છે. ગતિની સૃષ્ટિમાં ઇરાદો 'કર્તા' મનાયો છે, જ્યારે પ્રગતિની સૃષ્ટિમાં ઇરાદો 'કર્મ' બને છે; અર્થાત્ સંકલ્પનું રૂપ લે છે The one considers the other wills.

***

૪૯ ગતિના સામ્રાજ્યના વતનીઓ 'જ્ઞાની'ની ક્રિયાના 'ન્યાય' તોળવાનો મોહ અને પરિશ્રમથી બચે એમાં જ એમનું પોતાનું હિત છે. 'કયા ઇરાદાથી એ ક્રિયા થઇ ?' એ પ્રશ્ન પર જ એમની પરીક્ષાનો બધો મદાર હોય છે અને પરીક્ષાના

વિષયમાં ફરાદો તો મૂળે જ નથી હોતો! નરસો તો શું પણ સારોય નહિ! પણ પરીક્ષક આખું logic ચૂંથી ચૂંથીને થાકી જાય છે અને છેવટે થાકીને નિઃસત્વ બનેલા મગજની વરાળ રૂપે કાંઇ પરિણામ 'જજમેન્ટ' જાહેર કરે છે। લોકો ખુશી થાય છે કે એક મ્હોટા ન્યાયાધીશે એક જબરા કેમનો ન્યાય તોળ્યો! છાપાએ મ્હોટે હેડીંગે જજની બહાદુરી ગાય છે! લોકોમાં ઘેર ઘેર વાતો થાય છે। કેવું સુંદર ઝાંઝવાનું નીર પીવાયું! આકાશપુષ્પની કેવી મ્હેક દુનિયાએ લીધી! વન્ધ્યાપુત્રનાં કેવાં પરાક્રમ જનતાએ જોયાં। પણ સબુર, એ જજમેન્ટ થોડા દિવસ પછીની એ જ જ્ઞાનીની ક્રિયાથી ફરી જશે; લોકો પલટાઇ જશે, પણ ન્યાયાધીશની બુદ્ધિના બે પલટા જોઈ જ્ઞાનીની ક્રિયાનો પરીક્ષક બનવાને બદલે હવે પોતાની અંદર પોતાની બુદ્ધિનો પરીક્ષક અને બુદ્ધિનો દૃષ્ટા અને સ્વામી બનવા મથશે. જ્ઞાનીની ક્રિયાની ચિકિત્સાના પ્રસંગ આમ રડ્યાખડ્યા કુશાગ્ર બુદ્ધિમાનને વિકાસ આપનાર થઇ પડે, પણ 'લોકો' અને 'લોકોનાં છાપાં' એ બે તો હંમેશની માફક 'જય' અને 'શરમ'ના પોકાર કરતા જ રહેવા પામે.

***

૫૦ દુનિયાને સત્ય કે ઇશ્વર કે હકીકત નથી જોઇતાં; રહેને તો સત્ય, ઇશ્વર, હકીકતની સાબીતીઓ જોઇએ છે! વસ્તુ નહિ, વસ્તુનો ઓળો જોઇએ છે! એટલે? હકીકત પર લૉજીકનું શાસન, ઇશ્વર પર માયાનું રાજ્ય, જીવન પર કલ્પનાનું તંત્ર-એનું નામ દુનિયાની સત્ય, એનું નામ 'સાહિત્ય'!

૫૧ વ:—ત્હમારા જેવા વિદ્વાન આમ અપ્રસિદ્ધિના ખૂણે પડી રહે અને નિર્ધનતામાં શેકાય એ તો ખરેખર આશ્ચર્યજનક છે.

અ:—આશ્ચર્ય માત્ર અજ્ઞાન સાબીત કરે છે.

વ.—ખરેખર લોકો અજ્ઞાન જ છે, નહિ તો આમ થવા જ ન પામે.

અ:—હું લોકોના જ્ઞાની-અજ્ઞાનીપણાની વાત કરતો નથી, હું તો આશ્ચર્ય પામનારને ઉદ્દેશીને બોલ્યો. વસ્તુસ્વરૂપ-હકીકત સ્હમજી શકનારને કોઇ કે કશાથી આશ્ચર્ય થવા પામતું જ નથી; કારણ કે આશ્ચર્ય એટલે 'ન થવું જોઇતું થાય તે જ જોવાથી થતી અસર.' દુનિયામાં કાંઇ જ એવું થઇ શકતું નથી કે જે ન્હોતું થવું જોઇતું.

વ:—સંભાળજો, ત્હમારી નિર્ધનતા અને અપ્રસિદ્ધિ થવા યોગ્ય હતી તેથી થઇ છે-ત્હમે એને જ લાયક હતા એમ ત્હમે પોતે જ તો સાબીત નથી કરી બેસતા?

અ:—ત્હમને જણાવવા હું ક્હીશ કે એમજ છે, બાકી હું કાંઈ સાબીત કરવાય નથી માગતો અને ગેરસાબીત કરવા નથી માગતો. સાબીતી પર જ જો ત્હમે મક્કમ હો તો ત્હમારી માન્યતા એ સાબીત કરે છે કે 'અપ્રસિદ્ધિ અને નિર્ધનતા હરેકને માટે અનિષ્ટ છે; પ્રસિદ્ધિ અને ધન એ વિદ્વતાનાં ફળ, ચિન્હ અને કદર છે.'

વ:—અને એ ફલિતાર્થો ખોટાય શું છે? સામાન્ય અને તેથીય ઉતરતી અક્કલવાળા સેંકડો લોકો કરીઆણાના કે સાહિત્યના વ્યાપારથી, સરકારી નોકરી કે વકીલાતથી, પ્રજાનાયક

તરીકેના પ્રોફેશનથી કે ધર્મપ્રચારક તરીકેના મિશનથી પ્રસિદ્ધિ તેમજ ધનવાનપણું નહિ તો તંગીરહિતપણું પ્રાપ્ત કરી શકો છો, જ્યારે ત્હમે એમાંના શ્રેષ્ઠથી પણ ઉતરો એવા ન હોવા છતાં તંગી તેમજ અપ્રસિદ્ધિમાં સડયાં કરો એ શું નહિ ઇચ્છવા જોગ નહિ ?

અઃ—કોને માટે નહિ ઇચ્છવા જોગ ?.

ઘઃ—જનતા માટે.

અઃ—જનતા માટે શું ઇચ્છવા જોગ અને શું ન ઇચ્છવા જોગ એનો વિચાર કરવાની મ્હારા મગજને 'ફુરસદ' નથી; જનતા પોતે જ ઇચ્છવાજોગ અને ન ઇચ્છવાજોગના વિચારોમાં એટલી લીન રહે છે કે એને બીજાના એ બાબતના નિર્ણય ઝીલવા અને પચાવવા જેવી જઠરાગ્નિ પણ રહી નથી.

ઘઃ—ત્યારે ત્હમારા માટે ?

અઃ—મ્હારે માટે શું ઇચ્છવાજોગ હોય તે બીજાઓ કેમ જાણી શકે ? સા સૌની દુનિયા જુદી હોય છે, અને પ્રત્યેક દુનિયાનો સૂર્ય જુદો હોય છે, તેમજ પરિસ્થિતિઓ અને આંતરસ્થિતિઓ ભિન્ન હોય છે. મ્હારી દુનિયામાં મ્હારી પ્રસિદ્ધિ 'પરિચય' રૂપે સ્વભાવતઃ છે; એથી વધુ યશોગાન અને વરઘોડા તો એ દુનિયામાં છે જ નહિ, તો પછી મ્હારે કારણે કેમ બને ! ત્યાં બધાય 'વર' છે, કોઇ કન્યાય નથી, વરઘોડીયાવ નથી, વરઘોડોય નથી. વાજાં ત્યાં શાંતિમાં ખલેલ કરનાર થઇ પડે તેથી ત્હમારી દુનિયામાં જ્યાં પ્રસિદ્ધિ મ્હોટી ચીજ મનાય છે, ત્યાં અમારી દુનિયામાં પરિચય સર્વ કાંઈ મનાય છે, કે જે 'પરિચય' ત્હમારી દુનિયામાં બહુ ઓછી પરિચિત

ચીજ છે: એટલી ઓછી કે ત્હમે જેઓને 'પ્રસિદ્ધિ' અને પૂજા આપો છો ત્હેમનાયીય પરિચય નથી ધરાવતા હેટલ અને તેઓ પણ ક્ષણે ક્ષણે રંગ બદલતા વાદળ જેવા મનહર અને સૂર્યની ગરમીથી સોમાયલા જળવાળા ખાબોચીઆંના માછલાં જેવાં ત્વરિત ગતિમાન એવા ત્હમારા દેવદુર્લભ સ્વરૂપ્હોય પરિચય નથી ધરાવતા. અમે ત્હમારી દુનિયામાં 'પ્રસિદ્ધિ' પામીએ તો અમારૂં તો ક્ષણે ક્ષણે મ્હોત થાય. અમારા જીવન-સ્વરૂપ 'ફુરસદ'-એકાંત-મહામહેનતે 'આકાશ'માંથી પકડેલા ઉડતા પખેરૂઓ-આગણામાં પૂરેલા મોતીના ચોક-ઘરમાં અડધી ઘડાયલી અમારી નૂતન સૃષ્ટિ (કે જ્યહાં અમે સમષ્ટિ અભિમાનને પણ સ્થાન આપવા નથી માંગતા)-એ સર્વનો ઘોલાડવો જ થઈ જાય. હવે રહી વાત ધનપણાની. જેમ ત્હમારી દુનિયાની પ્રસિદ્ધિને સ્થાને અમારી દુનિયામાં પરિચય છે, તેમ ત્હમારે ત્હાંના 'ધનવાનપણા'ને સ્થાને અમારે ત્યાં 'ભરપૂરતા' છે. એનો અર્થ એ નથી કે અમે ધનને ધિક્કારીએ છીએ કે ધનથી મેળવાતી આવશ્યકતાઓના વિરોધી-ત્યાગી છીએ હકીકતમાં, ધન-એ ત્હમારી દુનિયાની પેદાશ છે અને ત્હાં તે સર્વ પ્રાપ્તિઓ માપવાનો ગજ છે; જ્યહારે 'ભરપૂરતા' અમારી જમીનની પેદાશ છે અને અમારી સર્વ પ્રાપ્તિઓને માપવાનો ગજ પણ એ જ છે-હા, એટલો તફાવત ખરો કે ત્હમારા દેશમાં ધનવાનના ધનની ગણતરી કરવાનો રિવાજ અને સ્વભાવ છે, જ્યહારે અમારા દેશમાં પ્રાપ્તિઓનીય ગણની કરવાની ગરજ કે રિવાજ નથી-માત્ર પ્રાપ્તિ ધરાવનારના શબ્દ અને ક્રિયામા ભરપૂરતા કેટલા અંશની ખેલી રહી હોય છે તે જ સીધી નજરે જેવાય છે. આવશ્યકતાઓની તેમજ મોજની

ચીજોની રેલમછેલ તેમજ આવશ્યકતાઓની પણ તંગી: એ બન્ને અમારી ન્હાની બિરાદરીમાં હોય છે, પણ જે ઘરમાં તે હોય તે ઘરવાળાને જ ત્હેની હયાતી માલૂમ હોય છે— બીજા કોઇને નહિ. કારણ કે પ્રદર્શન અને કર્યાદ બન્ને અમારા દેશમાં અપરિચિત છે, અને બિરાદરના શયનગૃહમાં પણ પ્રવેશ કરવાની પરવાનગી લેવાની અમને જરૂર નથી હોતી, તે છતાં એના રસોડામાં મિષ્ટાન્ન બન્યાં છે કે ઝાડનાં પાંદડાં તૈયાર થાય છે તે રખે અમારી નજરે પડવા પામે એ બાબતની અમે બહુ જ કાળજી કરીએ છીએ, કારણ કે બિરાદરની તંગી જોવી એ એનું મ્હોટામાં મ્હોટું અપમાન કરવા સમાન અમારામાં મનાય છે. 'દયા' અમે અમારા શત્રુઓ માટે વાપરવાના શસ્ત્ર તરીકે રીઝર્વ્ડ રાખીએ છીએ. બિરાદર સાથે કલ્પનામાં પણ અમે એ ભાવ ન જોડી શકીએ. ભૂલેચૂકે પણ જો અમારી દૃષ્ટિ એક બિરાદરના રસોડાની તંગી જોવા પામે તો આંખનો મહેરો હૃદયમાં દાટી દઇએ છીએ કે જ્હાં તે અમને કિમતી ખજાના તરીકે અને ડાયનેમો તરીકે કામ આવે છે; કારણ કે તંગી છતાં શરમાગી થનારની યાદી કરતાં બીજી કઈ ચીજ વધારે શક્તિ, પ્રકાશ, માન અને આનંદ પ્રગટાવી શકે?

ઘ:—ત્હારે તો હું ત્હમારી નિર્ધનતા જોવા પામ્યો એ ત્હમને અપમાનજનક લાગ્યું હશે?

થ:—લવલેશ નહિ: પ્રથમ તો મ્હારી નિર્ધનતા કે સધનતાનો સ્વીકાર કે ઇનકાર કરવાને જ હું તૈયાર નથી. એક વખત હું ખરેખર તંગીવાળો હોઉં અને ત્હમે કે ત્હમારી સારી દુનિયા એ જોવા પામે તો તે

પહોંચે, કારણ કે અપમાન તો એક દેશીના દૃષ્ટિપાતથી જ લાગે, કૂતરા ભસે છે ત્હેને ત્હમારી દુનિયાના મનુષ્યો શું અપમાન માની શકે છે ? તેમ જ પશુપક્ષીની હાજરી વચ્ચે ત્હમે જ્યહારે જંગલમાં મલત્યાગ માટે નગ્ન થઈ બેસો છો ત્યહારે ત્હમારી નગ્નતા એમની દૃષ્ટિએ પડવાથી ત્હમને 'શરમ'ની લાગણી થવા પામે છે ?

યઃ—ત્યહારે ત્હમે મ્હોટા સંત, પવિત્ર મહાત્મા, સદ્‌ગુણી હોવાનું અભિમાન રાખોછો એમ જ ને ?

અઃ—અમારી દુનિયા ત્હમારી દુનિયાનો વિચારનો વિષય બને ત્યહારે એ જ જજમેંટ નીકળે એ હું સ્હમજી શકું છું, પણ 'જજમેંટ' કાંઈ 'હકીકત' નથી, હકીકત તો 'વિવર્ત'જ હોઈ શકે અને હોય છે. મ્હારા અભિપ્રાયની દરકાર વગર ત્હમે પોતે જ આ પાસેનો કૅમેરા પકડો, મ્હારો ફોટો લ્યો, અને પછી એમાંના સ્વચ્છ, નિષ્કપટી કાચ પર પડેલું ચિત્ર તપાસો. જુઓ, તે હું ત્હમને દેખાઉં છું તેથી ઉલટું જ રૂપ દેખાડે છે કે નહિ ? એ કાચ પરથીય બીજા પદાર્થ પર એને લઈ જશો ત્યહારે જ ખરૂં રૂપ દેખવા પામશો.

યઃ—સબુર, મ્હને વિચારવા દો. આજે હું કાંઇ નવું જ સાંભળું છું કે, જે મ્હારા દૃષ્ટિકોણને આખો પલટાવી નાખે છે.

અઃ—હા, એક પલટો બસ નહિ થાય, હજી બીજો પલટો જોઈશે, જેમ મ્હારા રૂપની છબીમાં બે પલટા થયા તેમજ 'વિવર્ત' પછી 'આવર્ત' થશે ત્યહારે જ 'હકીકતમાં' અથવા 'સ્હમજના રાજ્યમાં' અવાશે. આ જ અર્થમાં અમે રાજા અને નેતાને અધોમુખ કરવાનું કહીએ છીએ, કે જેથી તેઓ

ચીજેની રેલમછેલ તેમજ આવશ્યકતાઓની પણ તંગી: એ બન્ને અમારી ન્હાની બિરાદરીમાં હોય છે, પણ જે ઘરમાં તે હોય તે ઘરવાળાને જ ત્હેની હયાતી માલૂમ હોય છે— બીજા કોઇને નહિ. કારણ કે પ્રદર્શન અને ફર્યાદ બન્ને અમારા દેશમાં અપરિચિત છે, અને બિરાદરના શયનગૃહમાં પણ પ્રવેશ કરવાની પરવાનગી લેવાની અમને જરૂર નથી હોતી, તે છતાં એના રસોડામાં મિષ્ટાન બન્યાં છે કે ઝાડનાં પાંદડાં તૈયાર થાય છે તે રખે અમારી નજરે પડવા પામે એ બાબતની અમે બહુ જ કાળજી કરીએ છીએ, કારણ કે બિરાદરની તંગી જોવી એ એવું મ્હોટામાં મ્હોટું અપમાન કરવા સમાન અમારામાં મનાય છે. 'દયા' અમે અમારા શત્રુઓ માટે વાપરવાના શસ્ત્ર તરીકે રીઝર્વ્ડ રાખીએ છીએ. બિરાદર સાથે કલ્પનામાં પણ અમે એ ભાવ ન જોડી શકીએ. ભૂલેચૂકે પણ જો અમારી દૃષ્ટિ એક બિરાદરના રસોડાની તંગી જોવા પામે તો આંખનો સંદેશો હૃદયમાં દાટી દઇએ છીએ કે જ્યહાં તે અમને કિંમતી ખજાના તરીકે અને ડાયનેમો તરીકે કામ આવે છે; કારણ કે તંગી છતાં શરણાગી થનારની યાદી કરતાં બીજી કઈ ચીજ વધારે શક્તિ, પ્રકાશ, માન અને આનંદ પ્રગટાવી શકે?

ઘઃ—ત્યહારે તો હું ત્હમારી નિર્ધનતા જોવા પામ્યો એ ત્હમને અપમાનજનક લાગ્યું હશે?

અઃ—લવલેશ નહિ; પ્રથમ તો મ્હારી નિર્ધનતા કે સધનતાનો સ્વીકાર કે ઇનકાર કરવાને જ હું તૈયાર નથી. એક વખત હું ખરેખર તંગીવાળો હોઉં અને ત્હમે કે ત્હમારી સારી દુનિયા એ જોવા પામે તો તે સંજોગમાંય મ્હને 'અપમાન' ન

પહોંચે, કારણ કે અપમાન તો એક દેશીના દૃષ્ટિપાતથી જ લાગે, કૂતરા ભસે છે ત્હેને ત્હમારી દુનિયાના મનુષ્યો શું અપમાન માની શકે છે? તેમ જ પશુપક્ષીની હાજરી વચ્ચે ત્હમે જ્યારે જંગલમાં મલત્યાગ માટે નગ્ન થઈ બેસો છો, ત્યારે ત્હમારી નગ્નતા એમની દૃષ્ટિએ પડવાથી ત્હમને 'શરમ'ની લાગણી થવા પામે છે?"

પ—ત્યારે ત્હમે મ્હોટા સંત, પવિત્ર મહાત્મા, સદ્ગુણી હોવાનું અભિમાન રાખો છો એમ જ ને?

અ—અમારી દુનિયા ત્હમારી દુનિયાનો વિચારનો વિષય બને ત્યારે એ જ જજમેંટ નીકળે એ હું સ્હમજી શકુ છું, પણ 'જજમેંટ' કોઈ 'હકીકત' નથી, હકીકત તો 'વિવર્ત'જ હોઈ શકે અને હોય છે મ્હારા અભિપ્રાયની દરકાર વગર ત્હમે પોતે જ આ પામેનો કૅમેરા પકડો, મ્હારો ફોટો લ્યો, અને પછી એમાના સ્વચ્છ, નિષ્કપટી કાચ પર પડેલુ ચિત્ર તપાસી જુઓ, તે હુ ત્હમને દેખાઉં છુ તેથી ઉલટું જ રૂપ દેખાડે છે કે નહિ? એ કાચ પરથીય બીજા પદાર્થ પર એને લઈ જશો ત્યારે જ ખરૂં રૂપ દેખવા પામશો

પ—સદ્ગુરુ, મ્હને વિચારવા દો આજે હું કાંઈ નવુ જ સાંભળું છુ કે, જે મ્હારા દૃષ્ટિકોણને આખો પલટાવી નાખે છે.

અ—હા, એક પલટો બસ નહિ થાય, હજી બીજો પલટો જોઈશે, જેમ મ્હારા રૂપની છબીમા બે પલટા થયા તેમજ 'વિવર્ત' પછી 'આવર્ત' થશે ત્યારે જ 'હકીકતમાં' અથવા 'સ્હમજના રાજ્યમા' અવાશે આ જ અર્થમાં અમે રાજા અને નેતાને અધોમુખ કરવાનું કહીએ છીએ, કે જેથી તેઓ

પ્રતિબિંબ ઝીલી શકે, ઝીલ્યા પછી પાછી સવળી ગુલાંટ ખાઇ એ ક્રિયાદ્વારા ઉલટા પ્રતિબિંબને સુલટાવી શકે; પણ અમારી વાત સાંભળવાને થોડાઓને જ કાનરૂપી કૅમેરા હોય છે અને જે થોડાઓ પાસે તે યંત્ર હોય છે ત્હેમનામાંના બહુ થોડા ફોટોગ્રાફિક આર્ટ જાણતા હોય છે; તેથી અમારી ભાષા ત્હમારી દુનિયામાં સ્હમજાયા વગરની રહે છે, અગર તો ગેરસ્હમજ ઉત્પન્ન કરનાર થઈ પડે છે.

યઃ—Quite a matter of fact ! તહત્ ! હવે મ્હારા છેલ્લા પ્રશ્નનો ખુલાસો કરવા કૃપા કરશો?

ગઃ—જેમ અમારી ભાષા ત્હમે સ્હમજી શકતા નથી તેમ ત્હમારી ભાષા પણ ઘણી વખત–પ્રખર પ્રયત્ન વગર અમારાથી સ્હમજી શકાતી નથી, ત્હમે શું બોલ્યા હમણાં ?

યઃ—'મ્હારા પ્રશ્નનો ખુલાસો કરવા કૃપા કરશો ?' એમ મ્હેં પૂછ્યું ?

ગઃ—જો એ જ ત્હમારો પ્રશ્ન હોય તો મ્હારો ઉત્તર નકારમાં છે. ત્હમારો પ્રશ્ન અમુક બાબતમાં કૃપા કરવાની મ્હારી ઇચ્છા જાણવાનો છે, અને અમારા બંધારણમાં 'કૃપા' કરવાની ઇચ્છાનું તત્ત્વ જ નથી હોતું. અમે કાં તો આપોઆપ ક્રિયા કરીએ છીએ, અગર તો કોઈ ઘટના અમને રૂચતી ક્રિયા કરાવે છે તો તે કરીએ છીએ, પણ વિનંતિ કે આજ્ઞાથી પ્રેરાઇને તો ગતિ કરવાનું અમારી પ્રકૃતિમાં જ નથી, એમ હોઇ અમારાથી 'કૃપા' બને કે કૃપાની ઇચ્છા અમને થાય એ ખ્યાલ જ અમને વિદેશી લાગે.

વા.—મ્હેં અમારા શિષ્ટાચાર પ્રમાણે વિનયનો પ્રયોગ કર્યો હતો; મ્હારા કહેવાનું તાત્પર્ય તો એટલું જ હતું કે મ્હારા ઉક્ત પ્રશ્નના ઉત્તર રૂપે ત્હમારી પાસેથી કાંઇ વધુ અનુભવ હું ઇચ્છું છું.

અ.—દેશભેદને લીધે કેટલો બધો સ્હમજભેદ ! ત્હમારા દેશમાં પૈસો છે, તેથી પૈસાથી મળતા અલંકારો બહુ બહુ છે—એટલા બધા કે અલંકારોની ભરમારમાં અસલ આશય—નગ્ન સ્વરૂપ—ખરી માગણી—ઢંકાઇ જાય છે. ત્હમારી ચોક્કસ ઇચ્છાને ઇચ્છારૂપે જ દર્શાવી હોત તો એ ક્ષેત્રે મ્હારી સ્વતન્ત્રતા—મ્હારી બુદ્ધિને ગતિમાન કરવા ખુશી છે કે નહિ એટલો જ મ્હારે માટે પ્રશ્ન રહેત. હ, ચાલો હવે અપમાન અને શરમ લાગવા—ન લાગવાપણા સંબંધી અમારી પ્રકૃતિ મ્હેં ત્હમને કહી તે ત્હમને સત, પવિત્ર મહાત્મા, સદ્‌ગુણી તરીકેના અભિમાનરૂપ લાગી હતી અને ત્હમારૂં એ લાગવું યથાર્થ હતું કે કેમ તે ત્હમે જાણવા ઇચ્છો છો. સાભળો ત્યારે, પ્રથમ તો એ પ્રશ્નના ઉત્તરપદને જ પતાવું અમારામાં અભિમાન નથી એમ કહેવું એ જ અમને મિથ્યાભિમાન લાગે છે. અમારામાં અભિમાન છે એમ કહેવા કરતા અમે સાક્ષાત્ અભિમાનરૂપ છીએ એમ કહેવું વધારે યથાર્થ છે, સારી સમષ્ટિનું અભિમાન અમારા દેશીઓ પૈકીના દરેકના ઉગરમાં હોય છે, અને એ એ અભિમાનનો જ પ્રતાપ છે કે અમારી બિરાદરીમાં કોઇ 'સત'જ નથી, કારણ કે કોઇ 'પાપી' નથી; એકેય 'મહાત્મા' નથી, કારણ કે કોઇ 'દુરાત્મા' નથી; કોઈ પવિત્રતા ઇચ્છતું નથી, કારણ કે અમારા સૂર્યનો એટલો તાપ છે કે અમારી ભૂમિ પર

અપવિત્રતા આવવા કે રહેવા પામતી જ નથી; અને સદ્ગુણ શું તે અમે જાણતા નથી, કારણ કે મનુષ્ય ત્રણ ગુણ પૈકીના જે ગુણને પ્રતિનિધિ હોય છે તે જ ગુણ તે ખેલતો હોય છે; એટલે કે સમષ્ટિની યોજનામાં જે સ્થાન લ્હેને માટે નિર્માયલું હોય છે લ્હેને તે વફાદાર જ હોય છે તો પછી એની એ વફાદાર ક્રિયા માટે 'સદ્' અને 'દૂર' (ભલું અને ખરું) એવો ખ્યાલ પણ અમારા મગજમાં કેમ ઉત્પન્ન થવા પામે? લ્હમારી દુનિયાના શિષ્ટાચાર જેમ બહુ છે તેમ પરોપકારનો ઢોંગ પણ એટલો જ વિસ્તૃત છેઃ લ્હમને જ્યારે કોઈની ક્રિયા ભય કે પીડા કરનારી લાગે છે ત્યારે સીધેસીધા એ ભય કે પીડાથી બચવાને જરૂરી એવી ક્રિયા કરવાને બદલે કે એવી ક્રિયા કરવા જવા સાથે લ્હમે એ મનુષ્યને અને એની ક્રિયાને તમામ જનતામાં વગોવવા કમર કસો છો, એને 'પાપી,' 'દુષ્ટ,' 'પતિત' એવાં પૂછડાં લગાડી દુનિયા આખીને એની સ્હામે ઉશ્કેરી મૂકો છો, સર્વ સ્થાન માટે અને સર્વકાળ માટે એની જીંદગી અશક્ય બનાવી દ્યો છો. આવી નિર્માલ્યતા અને તજ્જન્ય સ્વજાતિની વ્યક્તિ તરફની ક્રૂરતા તો એક 'નીતિ'વાળાની દુનિયામાં અને બીજી કૂતરાઓની દુનિયામાં— એ બે સિવાય અન્ય કોઇ સ્થળે મ્હારા સાંભળવામાં નથી આવી. બીજી જાતિઓમાં જો કે વ્યક્તિ વ્યક્તિ વચ્ચે આક્રમણ અને રક્ષણ માટેનું યુદ્ધ અવશ્ય હોય છે, પરંતુ તે સાથે યુદ્ધ દરમિયાન બન્ને પક્ષના સચોટ દાવ માટે બીજાઓમાં તારીફની લાગણી હોય છે. એકને 'પાપી' માની એના ઉપર તિરસ્કારના વરસાદ સાથે બધાએ તૂટી પડી એ માની લીધેલા પાપી માટે યુદ્ધ આપવું કે યુદ્ધ લેવુંય અશક્ય બનાવી

મૂકવાનું તો માત્ર નીતિવાનોની મનુષ્યસૃષ્ટિ અને કૂતરાની સૃષ્ટિમાં જ હોય છે. ત્હમે કહેશો કે એ અમારી સમાજ રચના–સમાજ રક્ષણ માટેની જરૂરીઆત છે, હું કહીશ કે એમ કહેવામાં ત્હમે ગુન્હો, અજ્ઞાનતા અને મિથ્યાભિમાન' ત્રણ રોગોનું પ્રદર્શન કરો છો. હું માની લઉં કે સમાજની રક્ષા ' કાનૂન ' વગર થઇ શકે જ નહિ, વળી માની લઉં કે સમાજરક્ષાના કાર્ય તરીકે સમાજની એક વ્યક્તિ પર થતા આક્રમણ વખતે સમાજની બીજી વ્યક્તિએ મદદે ધાવુ જોઇએ, તો પણ તેથી કાંઇ એ ફલિત નથી થતું કે એકની રક્ષા કે એકનો પ્રતિરોધ આખા સમાજનું બળ માગે છે, અને પ્રતિરોધ વિષની લાગણી સાથેનો હોવો જરૂરી છે એમ તો કોઇ મૂર્ખ પણ કહી શકશે નહિ આ વિષ પ્રથમ ધર્મોએ ઉત્પન્ન કર્યું અને ધર્મો પાસેથી જ્યહારે રાજાએ અને રાજા પાસેથી પ્રજામતાએ લોકશાસન જીતી લીધુ ત્યહારે ધર્મોનું ઉત્પન્ન કરેલુ એ વિષ ' ન્યાયદાન ' રૂપે કાયમ રહ્યુ એ જ કારણ છે કે, આજે ત્હમારી દુનિયામા એક માણસની ચોરી કરનાર, ઠોસો મારનાર કે ગાળ દેનાર બીજા એક માણસને આખા સમાજની તરફની સજા તરીકે દંડ કે જેલ આપ્યા બાદ ઉપરથી વળી આખી જિંદગી સુધી એના ઉપર આખા સમાજની તિરસ્કાર દૃષ્ટિરૂપ વિષ વર્ષ્યા જ કરે છે. જે પ્રાથમિક જાતિઓ હજી ત્હમારી દુનિયામા હયાત છે, ત્હેમનામા ધર્મ અને રાજકાનૂન નથી તેમજ આ વિષ પણ નથી. તેઓનાં આક્રમણ અને બચાવ માટેના યુદ્ધો પણ નિર્દોષ દિલનાં હોય છે, અને પ્રેક્ષકોને મરદાનગીના દૃશ્યની નિર્દોષ મજા આપનારાં હોય છે.

ત્હમારી એ વિકૃતિનો વધુ ભયંકર ભાગ તો એ છે કે, ત્હમે ચોરી આદિ ક્રિયા કરનાર જાતિભાઇ સ્હામે આટલી હદની ક્રૂરતા સમાજહિતના કાનૂનને નામે યોજી, પણ ત્હમારી સમાજહિતની ભાવના ચોરીની આવશ્યકતાને સ્થાન ન મળે એવી વ્યવસ્થા કરવાની જરૂરીઆતોનો સ્વીકાર કરવા જેટલી પ્રમાણિકતા શિખી નહિ. ટૂંકમાં, કાનૂન ઘડવાની ત્હમારી દોડધામ એ કોઇ 'પ્રગતિ'નું ચિન્હ નથી, પણ નિર્બલતા અને ભયપ્રેરિત ક્રિયા અથવા ધમાલ માત્ર છે. 'રાણીના સાળાનું રાજ્ય' તે આનું નામ.

પ્ર:—ત્યહારે રાજાના સાળાનું રાજ્ય ક્યાં હશે?

ઉ:—ત્હમારા દેશના ગ્રંથકારો, પત્રકારો અને વક્તાઓની જાતિમાં.

પ્ર:—અને ખુદ રાજાનું રાજ્ય?

ઉ:—ત્હમારી દુનિયામાં? આજે? વીસમી સદીમાં? 'રાજા'ને લાયકની 'પ્રજા' મ્હને બતાવજો પછી પ્રશ્ન કરજો.

***

૫૨ ત્યહારે પ્રગતિના પથિકને માટે ગ્રંથો માત્ર-સાહિત્ય માત્ર-ધર્મશાસ્ત્રો સુદ્ધાં નકામાં જ કે?... એ પ્રશ્ન જ પ્રેરિત ગતિનો-ધમાલનો-અધૈર્યનો છે. કોઇ ખોરાક અપચો કરે છે, વૈદ્યે આપેલો કોઇ ખોરાક ઉલટી કે ઝાડા કરે છે. અપચો અને ઝાડા બન્ને બંધ થયા પછી પેટ ત્હેની સ્વાભાવિક તંદુરસ્તીમાં પાછું ફરે તે પછી ખોરાકનો કાંઇ વાંધો નથી, જેમ સ્થૂળદેહમાં તેમજ સૂક્ષ્મમાં બને છે.

મનુષ્ય પેઢીદરપેઢી જે હજારો-લાખ્ખો વિચારો, કલ્પનાઓ, ઇચ્છાઓ, લાગણીઓ પોતાની અંદર ઉપજાવે છે અને બહારથી અંદર આયાત કરે છે તથા ગફલતથી આવવા દે છે-એ સર્વને તે વિચારની અગ્નિમાં બાળી શકતો નથી કે ક્રિયા દ્વારા બહાર ધકેલી શકતો નથી, તેથી ત્હેના સૂક્ષ્મ દેહમાં એ સર્વ ભરાઇ રહી સડે છે અને પછી એના વીર્યદ્વારા એના સંતાનને એ સઘળો કંઇ કંઇ કાળનો જામેલો સડેલો કચરો વારસામાં મળે છે. (તેથી જ જૈનશાસ્ત્રો કહે છે તેમ, દેવો મનુષ્યભૂમિપર આવવા ક્વચિત્ નીકળી પડે છે, તથાપિ નીચેની ભયંકર દુર્ગંધ આવવાથી અડધેથી પાછા ફરે છે !) એ વારસામાં વળી પેઢી દર પેઢી વૃદ્ધિ થતી રહે છે (જેને ત્હમે 'પ્રગતિ'નું ચિન્હ કહો છો !) 'હાથ પગ દોરડી અને પેટ ગાગરડી' જેવી દશા જ્હારે આવે છે ત્હારે પહેલ પ્રથમ મનુષ્યને ભાન થાય છે કે "જ્હાં હોય ત્હાં કાંઇક પણ 'રોગ' છે." અનંતકાળના રોગના પરિચયે વૈદ્યનો પણ પરિચય મનુષ્યભાનને કરાવી રાખ્યો હોય છે અને જે પૃથ્વીમાંથી અપચાનું કારણ થઇ પડનાર ખોરાક મેળવાયો હતો તે જ પૃથ્વીમાંથી ઝાડાનું કારણ થઈ પડનાર ખોરાક મેળવનારને 'વૈદ્ય' સંજ્ઞા દુનિયાએ આપી હોય છે. રોગનું ભાન થતાં જ વૈદ્યનું સ્મરણ થાય છે. વૈદ્ય કાંઇ ખોરાક આપે છે જેને તે પહેલા ખોરાકથી ઓળખાવવા 'ઔષધ' એવી સંજ્ઞા આપે છે. એ ખોરાકથી ઝાડા થવા ન પામ્યા તો બીજો ખોરાક આપે છે. એમ જ્હાં સુધી ઝાડા અને પૂરતા પ્રમાણમાં ઝાડા ન થવા પામે ત્હાં સુધી વૈદ્ય અને ખોરાક બદલાતા જ રહે છે. એ 'પ્રયોગ કાળ'માં કાંઇ કાંઇ ઉપદ્રવ વધતા રહે છે, કંઇ કંઇ ઘટતા લાગે છે.

કેટલાય દરદીઓ લાંબો વખત પ્રયોગશાળા બન્યા રહેવા જેટલી શક્તિ ગુમાવી બેઠા હોય છે, તેથી પ્રયોગ દરમ્યાન અને પ્રયોગવડે જ મરણ શરણ થાય છે; કેટલાકનો મળ થોડે અને કેટલાકનો ઘણે અંશે દૂર થવા પામે છે, બહુ થોડા છેક જ અમળ થવા પામે છે. અંશે અમળ થયેલા અને સર્વાંશે અમળ થયેલાઓ જુલાબની અસર બંધ થયા પછી ખોરાક અવશ્ય લે છે. એ ખોરાકનું લેવાવું એમની સતેજ થયેલી જઠરાગ્નિનું કાર્ય છે, જીહ્વાલોલુપીપણાનું નહિ. અને અગ્નિ એ ખોરાકને 'રાંધવા'—હજમ કરવા તેમ જ પાછો ઠેલવા સમર્થ છે, જેથી વિકારનો ભય નથી. બીમાર અને વૈદ્યનો, દરદ અને દવાનો, 'ભરવા' અને ખાલીથવાપણાનો—જે સંબંધ તે જ સંબંધ સરેરાશ મનુષ્ય અને શાસ્ત્રાદિ સાહિત્યનો, જ્વરપ્રેરિત ઇચ્છાઓ તથા તર્કવિતર્કોવાળી દશા અને શાસ્ત્રાભ્યાસનો, સપાટી પર દોડાવી મારતી ગતિ અને એક પગે સ્થિર ઉભા રહેવાના તપ રૂપ 'આજ્ઞા'નો: આ બધું માત્ર ઉપચારના અખતરામાં જવાપણું છે, અને અખતરાના પરિણામો પ્રાયઃ 'સન્જોગો' પર અવલંબિત છે. પ્રથમ તો નાડી (વૃત્તિ) ને પિછાનનાર કુશળ વૈદ્ય જ જવલ્લે મળે છે. દરદ જાણવામાં આવ્યું તો પણ દરદીની પરિસ્થિતિઓ અને અંતર સ્થિતિઓનું જાણપણું કે જેના વગર કોઇ પણ દવા યથેષ્ટ અસર ઉપજાવી શકે જ નહિ તે હોવાનો સંભવ (પરિચયના અભાવે) ઓછો જ હોય છે. અમુક દેશ–કાળમાં જ પાકતી ઔષધિ મેળવવાના સાધનની પણ હાજરી હોય વા ન હોય. છેવટે, કાંઈ નહિ તો એક ઔષધને રહેલું કાર્ય બજાવવાને

જેઓનો સમય મળ્યા પહેલાં, બીજાં ક્વચિત્ વિરોધી અસર ઉપજાવવાનો ગુણ ધરાવતા ઔષધ તરફ નહિ ઢળવા જેટલું ધૈર્ય પણ દરદી અને દરદીનાં આળી ચામડીવાળાં 'સ્નેહી' જનોમાં ભાગ્યે જ હોય છે, આમ અનેક સંયોગો ઉપચાર દ્વારા રોગ મટાડવાના પ્રયોગ સાથે લાગેલા જ હોઈ, પરિણામે રોગ વધવાના સંભવ વધારે પ્રમાણમા છે, ઘટવાના સંભવ થોડા હોય છે; અને મટવાના સંભવ તેથીય થોડા હોય છે. શાસ્ત્રાદિ સાહિત્ય માત્રનું વાચન, શ્રવણ, તપાદિ ક્રિયા વિશેષનું આચરણ અને યોગાદિ તાલીમ વિશેષનું સેવન એ સર્વ પણ સરેરાશ મનુષ્યને મળ અને અશક્તિ વધારનાર થઈ પડવાના સંભવ વધારે છે, મળ અને અશક્તિ ઘટાડનાર થઈ પડવાના સંભવ પ્રમાણમાં ઓછા છે. અને મળ અને અશક્તિ મટાડનાર થઇ પડવાના સભવ તો એથીય ઓછા છે પણ તે છતાં જ્યહાં સુધી એક તરફ મળ અને અશક્તિ છે, અને બીજી તરફ ઓસડિયા અને ઔષધિઓ છે ત્યહા સુધી ઔષધોનો ઉપયોગ અને વૈદ્યનો ધંધો તો ચાલુ રહેવાનો જ જ્યહાં દવાથી અમુક દરદ મટ્યું લાગે છે ત્યહાં પણ દવાની અમર લોહીમાં બીજો ખાસ વિકાર તો જરૂર પ્રગટાવે છે કે જેનો ઇલાજ કરવાનું તો હજારોમાં એકને જ સૂઝે છે સર્વથા કુશળ વૈદ્ય અને એકનિષ્ઠાવાળો દરદી એ બે સજોગો મુખ્યત્વે હોય તો આરોગ્ય વ્હેલે મોડે પણ જરૂર પરિણમે છે અને એવો વૈદ્ય દવા વડે મળ દૂર કર્યા બાદ દવાની અમરને પણ બાળી નાખવા ચૂકતો નથી. એ જ કારણ છે કે શુકલ યજુર્વેદના મુક્તિકોપનિષદ્‌ના પ્રણેતાએ દેહ અને દુનિયાની સાથે સાથે શાસ્ત્રાદિ સાહિત્યની પણ 'વાસના' (પ્રક્ષેપ, આરોપણ મળ)માં ગણતી

કરી ત્હેનોય ત્યાગ ('હનુમાન' જેવા નીરોગીને) ફરમાવ્યો હતો. ટૂંકમાં, ભરાયલાને ખાલી કરવા ઉંધે મસ્તક કરવો અને પછી પાછો પોતાની મેળે જ ઉન્નત મસ્તકવાળો થવા દેવો-એ અનુભવી અથવા જ્ઞાનીની તાલીમનું રહસ્ય હોય છે.' જે કાંઇ જીજ્ઞાસુના બુદ્ધિશરીરને કે લાગણીશરીરને સાચું લાગે તે દરેકને અસત્ય ઠરાવી આપવું અને અસત્ય તરીકે શ્રદ્ધાવવું એ જ જ્ઞાનીનુ કર્તવ્ય. 'જાગૃત' ને 'સ્વપ્ન' તરીકે ઘટાવ્યા બાદ શિષ્યને એ નવા 'ભાન' સાથે જાગૃતમાં ખેલવા સ્વતંત્ર રાખે છે. વર્તનનો પલટો માત્ર દૃષ્ટિના પલટા પર્યંત જ રાખે છે. 'આવર્ત' એટલે 'વિવર્તનોય વિવર્ત' થયા બાદ શિષ્યને માટે ચરાચર આખું વિશ્વ ખુલ્લું મૂકે છેઃ કારણ કે ત્હાં પછી શિષ્યની ગતિ અજ્ઞાનની અપેક્ષા પર હયાતી ધરાવતા જ્ઞાનથી દોરાતી નથી હોતી, પણ 'નિરપેક્ષ જ્ઞાન'થી પ્રેરાતી અને દોરાતી હોય છે. એ જ્ઞાનમાં 'વિવર્ત' કે 'આવર્ત' નથી. 'સર્વ સાર ઉપનિષદ્' એની પિછાન કરાવતાં કહે છે, "તે આત્મપ્રકાશ છે, તે એ છે કે જે સર્વને પ્રકાશિત કરે છે, તે એ સ્વતંત્ર (અમર્યાદ, absolute) ભાન છે કે જેને કાંઈ આડખીલ નથી, તે એ ભાન છે કે જેમાં આદિ અને અંત નથી; જે સર્વ દ્વંદો અને રૂપાન્તરોનો સાક્ષી છે."

***

૫૩ વિકારને નિમિત્તે વૈદ્યનો અને વૈદ્યને નિમિત્તે વેદનો ઉલ્લેખ થઈ ગયો એ જોઇ વૈદ્ય અને વેદ વચ્ચેના મૂળ સંબંધનું સ્મરણ થઈ આવે છે. વૈદ્ય શબ્દનો ઉચ્ચાર

થવા સાથે આજે આપણી સ્હામે એક એવી વ્યક્તિનો ખ્યાલ ખડો થાય છે કે નાડીપરીક્ષા અને ચિકિત્સા જાણતો હોય તથા ઔષધિઓ બનાવી અને વેચી જાણતો હોય. ટૂંકમાં એક ધંધાદારી સાયન્ટીસ્ટ. એ શબ્દ ત્હેના જન્મ વખતે જુદા જ અર્થમાં પ્રવર્તતો હતો, પણ બીજા ઘણા શબ્દોની માફક જ એનું પ્રતિદિન અધઃગમન થતાં થતાં આજના અર્થે તે આવી ગયો છે. મૂળે વેદ અથવા 'જ્ઞાન'થી સંબંધ ધરાવનાર એ અર્થમાં 'વૈદ્ય' શબ્દ જન્મ્યો હતો. બહારની તેમજ અંદરની દુનિયાની મળમુક્તિ અથવા શુદ્ધિ સાધી આપનાર જ્ઞાન અને એ જ્ઞાન ધરાવનારા 'જ્ઞાની' તે વૈદ્ય. વેદ અથવા જ્ઞાન અને વૈદ્ય અથવા જ્ઞાની' એઓના કાર્યક્ષેત્રની મર્યાદા નથી; કારણ કે બહારની તેમજ અંદરની દુનિયાની ઉત્પત્તિ, લય તેમજ સ્થિતિ દરમિયાન બહારની દુનિયાથી અંદરની દુનિયા પર અને અંદરની દુનિયાથી બહારની દુનિયા પર પ્રક્ષેપાતી અસરો અને ત્હેની પ્રતિ-ક્રિયાઓ: એ સર્વનો એના વિહારક્ષેત્રમાં સમાવેશ હોય. બીજા શબ્દમાં કહીએ તો શરીરરચના અને આરોગ્ય-શાસ્ત્ર, પ્રાણ અને વૃત્તિશાસ્ત્ર, બુદ્ધિનિયમનશાસ્ત્ર, આત્મવિદ્યા, સંગીતશાસ્ત્ર, શબ્દ-લિપિ-વ્યાકરણ-તર્ક-કાવ્ય-અલંકાર શાસ્ત્ર, પાક-વ્યાયામ-કામશાસ્ત્ર, સંતતી-કૃષિ-વાણિજ્ય શાસ્ત્ર, રસાયણ-યંત્ર-વિદ્યુત્ શાસ્ત્ર, વનસ્પતિ અને પ્રાણી શાસ્ત્ર, ભૂસ્તર-ભૂગોળ-ખગોળ શાસ્ત્ર, જ્યોતિષ-મંત્ર-યોગ શાસ્ત્ર, સમાજ રચના-સમાજ રક્ષા-સમાજ વિકાસ શાસ્ત્ર ( તદંતર્ગત વિગ્રહ, શાન્તિ અને ધારાશાસ્ત્રો સહિત ): ઇત્યાદિ સર્વ ક્ષેત્રોમાં જેનો પ્રકાશ ખેલતો હોય તે વૈદ્ય. એ પૂર્ણતાનો અંશ

માત્ર પકડી એને 'ધંધો' બનાવવાની પ્રકૃતિ જેઓમાં પ્રકટી તેઓ પણ 'વૈદ્ય' જ કહેવાતા રહ્યા–પણ સંસ્કૃત કોષ સાક્ષી પૂરે છે કે તે બ્રાહ્મણ અને વૈસ્યાના કે બ્રાહ્મણ અને શૂદ્રાણીના સયોગનું સંતાન હોય, અર્થાત્ 'Mixed blood' ઉચ્ચ અને તુચ્છ વૃત્તિઓની સંકરતાનું ફળ નરી બ્રહ્માકાર વૃત્તિના ફળને ક્રય-વિક્રય અને સેવા–સેવાફળ સદ્ગેય નહિ: આ વાંચીને કેટલાએ અધીરાઓ તર્ક વિતર્ક કરવા લાગી પડશે; શું ત્હારે ઉદરનિર્વાહ જેટલુંય મહેનતાણું ન લેવું? શું પેટ ભર્યા વગર જીવન અને સમાજરક્ષા શક્ય છે? શું સાધન વગર સાધ્યની સિદ્ધિ સંભવિત છે? શું 'નીતિ' પૂર્વક રળાતો પૈસો પણ પાપ છે? શું પૂર્ણતા પૈસાનો દ્રોહ કરી શકે? શું દ્રવ્ય વગર સાયન્સ કે સાહિત્યની પ્રગતિ થવી સંભવે? આવા આવા એક હજારને એક પ્રશ્નો થયા જ જોઇએ. પણ હરકોઈ અનુભવી કહી શકશે કે આ પ્રશ્નો મૂળ હકીકતના કુટુમ્બીઓ નથી, ઓળા છે. જેમ બધા ઓળાને અવકાશ છે તેમજ આવા પ્રશ્નોને અવકાશ છે. સૂર્યમાં ઓળા નથી, બ્રહ્મભાનમાં પ્રશ્નો નથી. આ સઘળા પ્રશ્નો 'ભય'માંથી ઉત્પન્ન થાય છે કે જે ભય 'પ્રમાદ'નું કાર્ય છે. એક વિજેતા પોતાના અનુભવ કહે છે કે "सव्वतो पमत्तस्स भयं सव्वतो अपमत्तस्सणत्थिभयं"—પ્રમત્તને કેન્દ્રથી ખસી ગયેલા ભાનને–એક નહિ પણ સર્વ તરફથી ભય કરે; અપ્રમત્ત–આત્મનિષ્ઠ કેન્દ્રમાં સ્થિર ભાનને સર્વતઃ અભય છે. શું થશે અને કેમ થશે એવો તરંગ તપેલી જમીનમાંથી જ નીકળી શકે અને તે પ્રમાદભૂમિકામાં જ બને છે. અપ્રમત્તભૂમિ પર આવશ્યકતા માત્ર આકર્ષાઇ આવે છે. આત્મનિષ્ઠતા હૃદયાકાશમાં થતો એક સંકલ્પ માત્ર કંઈ કંઈ સાધનો તૈયાર

સાંગોપાંગ રૂપે ખડાં કરે છે–રે કંઈ કંઈ રાજાઓ, રાજ્યો અને પૃથ્વીઓ એના પગનો દડો બનવા કે એના ચાક પર ચ્હડવા સ્વતઃ ઉમેદવાર બને. પણ આ કાંઇ મ્હોં મીઠાં કરવાની કે સાહિત્યચર્ચાની વાતો નથી. આ તો સ્થિતિવિશેષનું ચિત્ર છે. પ્રમાદ જેટલે અંશે જીતાયો હોય તેટલે અંશે એ સ્થિતિ ઉગવા પામે. પ્રમાદના જયની તાલીમ કે શુદ્ધ તે 'પ્રગતિ'. પ્રમાદની આજ્ઞાથી સપાટી પર જેમ તેમ 'Unscientifically' ખેંચવું અને ખેંચાવું, લૂંટવું અને લૂંટાવું, મારવું અને માર ખાવો, બકવું અને બકાવું, ભોગવવું અને ભોગવાવું, ચ્હડવું અને ચ્હડાવવું, ઉચકવું અને ઉચકાવું, પડવું અને પાડવું, વાંચવું અને વચાવવું–એ માત્ર અશક્તિના ફાંફાં છે–પ્રગતિના માર્ગ પર એ પગલાં કદાપિ જોવામાં આવતાં નથી.

*
* *

૫૪ પ્રસન્નવદના 'નગ્ન સત્ય'ને મ્હેં એક વાર પૂછ્યુંઃ "સત્ય શું અને અસત્ય શું ?" તેણીની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો–જેને ક્રોધાગ્નિ કે જ્ઞાનાગ્નિ એવું કાંઇ નામ આપવાનું મ્હને તે વખતે સ્ફુરણ જ થયું ન્હોતું. તે વખતે મ્હને તેણીની આંખની ક્રિયા મ્હારા હૃદયમાં જવાબ આપતી લાગીઃ "નગ્ન સત્યની સ્હામે આવીને ઉભવા બાદ પ્રશ્ન ? નગ્નતા પોતે જ સત્ય પછી કયું સત્ય શબ્દ કે ચિત્રથી બતાવશે ? હું નગ્નતા માટે 'શરમાતી' નથી અને નગ્નતા જોનાર તરફનો 'ભય' ધરાવતી નથી–કારણ કે મ્હારા સિવાય બીજું કોઈ કે કશું જે હતું તે બધું મ્હારી નગ્નતાની જ્વાળામાં

બળી અદશ્ય થયું છે. શરમ અને ભયનો અત્યંતાભાવ એ જ સત્ય બાકી તમામ અસત્ય,—જો કે મ્હારી નગ્નતામાં તો અસત્ય ખ્યાલ રૂપે પણ હયાત નથી અને માત્ર ત્હારી ખાતર એને હયાતી આપવી પડે છે. તું જે નિઃશંકપણે કરવા પ્રેરાય તે, તે કાર્ય માટે શરમાયા વગર અને અન્યના ભય વગર કર; અને પરિણામ માટે પણ શંકા, ભય કે લજ્જા ન થવા દે; એ જ નગ્નસત્ય" અને એ આગના શબ્દો મ્હારા હૃદયમાં લખાઇ રહેવા સાથે જ મ્હારી હૃદયવાટિકા બળી ખાખ થઇ, ઘણા યત્ને ઉછેરેલાં ભક્તિ, દયા, સહાનુભૂતિ, નમ્રતા, સેવા આદિ સુગંધીદાર પુષ્પો ગુમાવી બેઠો! ખરૂં કહું છું, યારો ભૂલેચૂકેય એ નાગી મૂંગી ધૂર્ત્તાના પડખે કોઈ ન ચ્હડશો!

* * *

૫૫ ગાંધીજીનું અહિંસક રાજતંત્ર સત્ય હો વા ભ્રમણા હો—તે સાથે મ્હને કાંઇ નિસ્બત નથી. પણ જે કાળે આર્ય પ્રજા લડાયકબળ તેમજ આધ્યાત્મબળમાં શ્રેષ્ઠ હતી તે કાળની ત્હેની પ્રકૃતિ કે જે ત્હેની ભાષામાં પણ સ્વભાવતઃ ઉતરવી જોઇતી હતી અને ઉતરી હતી તે પ્રકૃતિએ એક શબ્દ રચ્યો હતો તે મ્હને યાદ આવે છે. એ શબ્દનું નામ 'વૈરાગ્રમ્.' માણસના અનુમાનો ત્હેના અનુભવોને અનુસરતા હોઇ વીસમી સદીનો હિંદી એ શબ્દનો "પ્રજાનાં શસ્ત્રો છીનવી લેવાનો કોઇ કાનૂન વિશેષ" એવો અર્થ કરવા તૈયાર થાય તો એથી આશ્ચર્ય ન થવા પામે. પણ સંસ્કૃત શબ્દકોષ જોતાં એ અર્થનું ખોટાઇ સ્પષ્ટ દેખાશે. કોષ કહે છેઃ વૈરાગ્રમ્ એટલે

ગવર્હ્નમેન્ટ ! જે સમાજવ્યવસ્થામા શસ્ત્ર રાખવાની જરૂર જ ન પડે એવી શાસનપદ્ધતિનું નામ વૈરાજ્યમ્ અથવા ગવર્હ્નમેન્ટ ! તલવાર, તોપ, ટારપીડો જ માત્ર નહિ, પણ ફાંસી, જેલ, એક ફોડવે એક કલમવાળો કાયદો–ઇત્યાદિ સર્વ શસ્ત્રોની જરૂરીઆતને વટાવી જવાય ત્યારે સમાજવ્યવસ્થાના અખતરાએ યાને ગવર્હ્નમેંટે પ્રગતિ ( Progress ) કરી કહેવાય. રાજાસત્તાક હોવા પ્રજાસત્તાક હો, જે સરકાર આ પરિસ્થિતિ ઉત્પન્ન કરી પછી પોતે ખસી જવું, એવા નિર્ણયનો પ્રમાણિક અને છડેચોક એકરાર ન કરે તેવી તમામ સરકારો જનતાની દ્રોહી છે, મનુષ્યવિકાસની ઘાતક છે. પૃથ્વી પરના મ્હોટાંમાં મ્હોટાં રાજ્ય કરતાં અનેક ગુણી મ્હોટી પૃથ્વીએ પ્રેરિત ગતિ, બાહ્ય અંકુશ અને દૃશ્યમાન સરકાર વગર ક્રોડો વર્ષોથી અને નિર્વિઘ્ને જીવી અને ચાલી શકે છે, માત્ર આ પ્રશ્ન પર વિચાર કરવાની પ્રમાણિકતાનો જ અભાવ છે; નહિ તો અંતર્ગત કાનૂનને પ્રતાપે તમામ ગ્રહો ચાલ્યાં કરે છે તેમ સમાજે પણ ચાલી શકે એવી ચાવી શોધાવી અશક્ય નથી દરેક ગ્રહ ચોક્કસ હદમાં જ ફરે છે, હરકોઈ બે ગ્રહો વચ્ચે ચોક્કસ છેટું સમવાય રહે છે, એક ગ્રહ અને બીજા ગ્રહ વચ્ચે આતર્વ્યવહાર કે આતર્વ્યાપાર નથી–કે રહેતી જરૂર પડતી નથી, એક ગ્રહની બીજા ગ્રહમાં ડખલગીરી નથી, અનુકરણ નથી; બીજું શું શું છે અને શું શું નથી તે અવલોકી મનુષ્યસમાજની સુવ્યવસ્થાને એ અવલોકન કેટલે અંશે લાગુ પાડવું અર્થસાધક છે તે વિચારવું જોઇએ છે અને એ વિચારણા માટે સુધરેલી દુનિયાના શ્રેષ્ઠતમ ભેજાંઓએ પ્રચડ સહકાર કરવો જોઇએ છે. જ્યહાં સુધી આ રસ્તે વ્યવસ્થિત પ્રયત્ન શરૂ ન થાય ત્યહાં સુધી આખા

જગતની પ્રજા સાહિત્ય, શિક્ષણ, કાનૂન આદિ લગભગ તમામ પ્રવૃત્તિઓને સહીસલામતીથી મોકુફ રાખી શકે છે;—ફક્ત શાસકોને તે ન પાલવે એ જુદી વાત છે.

* * *

૫૬ 'મુક્તિ' નો જાપ જપાવનાર, ધર્મશાસ્ત્રના રચનારાઓએ 'ધર્માત્માપણું' નથી ખેલ્યું, કે નથી ખેલ્યું 'રાજદ્વારીપણું.' એમણે માત્ર 'મનુષ્યત્વ' ખેલ્યું છે, કે જે મનુષ્યત્વના ધર્માત્માપણું અને રાજદ્વારીપણું આદિ અંગ માત્ર છે. નબળાઇને વટાવીજવાને રસ્તે મનુષ્યને મૂકવો એ જ એમની ગતિ છે, અને એને 'ઘેટાં'ઓએ 'મુક્તિનો ઉપદેશ' એવું નામ આપ્યું છે. સિંહ જેમ 'સખાવતી' નથી તેમ પુરુષસિંહ 'ઉપદેશક' નથી હોતો; છતાંય તૃપ્તિવાદ તૃપ્તિના ચિહ્ન તરીકે ટુકડા ફેંકવાનું સિંહથી સ્વભાવતઃ બનવા પામે છે તેમ પુરુષસિંહ તૃપ્તિના પ્રસંગે વિલાસ રૂપે મુક્તિ શબ્દનો ઉચ્ચાર કરવા પામે છે, જો કે તે પોતે તો મુક્ત કે મુક્તિ સ્વરૂપ જ હોય છે—મુક્તિનો ઉમેદવાર કે ઉપદેશક નહિ!

* * *

૫૭ મનુષ્યમાં જેમ વધુ અંશે મુક્તિ પ્રગટતી જાય તેમ બાહ્ય પ્રવૃત્તિ આપોઆપ ઘટતી જાય, આંતર પ્રવૃત્તિ વધુ ને વધુ વિસ્તૃત અને ભયંકર થતી જાય. તર્કવાદીઓ માને કે ન માને પણ મુક્તિના પ્રાકટ્યની નિશાની જ 'આપખુદી' હોય અને મુક્તિના પૂર્ણ પ્રાગટ્યમાં આપખુદી સ્વભાવતઃ બળી ગઇ હોય! એ જ્વાળામાં થતાં પ્રથમ સ્નાનથી 'she'

અમર અને તુંડ બને અને બીજા સ્નાનથી 'ખાખ' થાય! એટલા જ માટે એવી વ્યક્તિ સમુદ્ર (સમાજ) ની પેલી પારના 'પહાડ'ના–'ગર્ભ'માં વસવાટ કરે છે, કે જેથી એનું રૂપ જનતાની આંખોને પીડે નહિ, એની તુંડાઈ જનતાને ઈર્ષા ઉપજાવે નહિ અને એની અમરતા નિરંતર મરતા માનવને સાલે નહિ! અને એની અમરતાને, એના રૂપને, એના પુનસ્નાનને અને એના ખાખ થવાપણાને Leo–પુરૂષસિંહ જ જોઈ શકે! ફ્રેન્ચ પક્ષી હેગર્ડને આ દર્શન કેમ થયું હશે?...સઘળા સહજ વિચારકો she છે, સઘળા યોગીઓ Leo છે, પણ વિચારકોને બાળનાર અને યોગીઓનેય ડરાવનાર 'બીજીવારની જ્વાળા' એ 'બ્રહ્મ' છે, 'સિદ્ધ' છે, 'યોગીશ્વર' છે, ખાખ છતાંય મુડદાને ગતિમાન કરનાર છૂપું તત્ત્વ છે, એ જ 'તત્ત્વવેતા' છે!...આહ! તત્ત્વવેતાની ઉંચાઈ ને ઉંડાઈ કોણ અને કયા ગજથી અને કઈ ધીરજથી માપશે?

***

૫૮ વિચારકમાં વ્યાપકતા હોય છે તેથી ઇન્દ્રિયોને અગોચર એવા તત્ત્વને પણ સ્પર્શી શકે છે, પણ ત્હેનાથી યોગ કરી શકાતો નથી; અર્થાત્ એકાકારપણું કરી શકાતું નથી. એની એ અપૂર્ણતા એને યોગીની મૂલાકાત માટે તરસાવે છે. બીજા હાથ પર 'યોગી' એકાકારપણું કરી શકે છે, પણ પ્રેમ કરી શકતો નથી; કારણકે પ્રેમમાં અદ્વૈતનું પણ બંધન નથી હોતું—પ્રેમપાત્રનું વ્યક્તિત્વ કાયમ રાખીને ત્હેનાથી ભેટી શકાય તો જ પ્રેમ ગભવે છે, તેથી જ્હારે she અથવા વિચારક Leo અથવા યોગીને ભેટવા ઇચ્છે છે ત્હારે યોગીની પ્રકૃતિને કાંઈક ભય જેવો અનુભવ થાય છે અને તે

ભય અગ્નિપરીક્ષા સૂચવે છે । પરિણામે એકાકારપણાનો તે ગરજાઉ જ્વાળામાં ઝીપલાવી 'ખાખ' થાય છે—'સિદ્ધ' થાય છે—'જ્ઞાની' થાય છે અને સઘળી કિંમતોના રાજ્યને વટાવી જાય છે; જ્યારે યોગી Leo પાછો 'વતન' તરફ—જે જનતામાંથી તે ઊંડ ઉગ્યો હતો તે જનતા તરફ પાછો સીધારે છે । હા, પહેલાં કરતાંય વધુ શક્તિ સાથે પાછો સીધારે છે. એ વૃદ્ધિંગત શક્તિની સાબીતી એ છે કે, sheના નિવાસમાં જતા વખતે Leoને પહાડની બે દાટો વચ્ચે પાટીઉં મુકીને ખીણ વટાવવી પડી હતી, જ્યારે sheના નિવાસને છોડતી વખતે વગર પાટીઆએ જ ખીણને ઠેકી જવું શકય બન્યું હતું. 'વતન' તરફ પાછો ફરેલો યોગી ભલે હવે સમર્થના ખેલ કરશે, પણ ખાખ થયેલો sheને તો જોઈ શકશે નહિ અને ખાખમાં રહેલી મુડદાંને ચલાવવાની શક્તિ પણ હેના નશીબમાં નહિ હોય !...વિચારક 'સ્ત્રી' છે, અને યોગી 'પુરૂષ' છે,—પણ મુકાબલો બધી બાબતમાં ન હોઈ શકે. દૃષ્ટાંત માત્ર એકદેશીય જ હોવા સંભવે. વિચારક અખતરામાં આનંદનારો હોઈ વધુમાં વધુ સાહસિક હોય છે અને તેથીજ જેનાં પરિણામની પોતાને ખબર નથી એવા પુનર્જન્મ માટે તત્પર થઈ એ 'ભયંકર ભૂસકા'ને પરિણામે મુક્તિ મેળવી લે છે, જ્યારે સ્વરક્ષા અને સ્વઆનંદનો દાસ એવો જે યોગી વિચારકને પ્રજ્વાળતી જ્વાળાને જોઇ ભય પામી વતન તરફ પાછો ફરે છે તે તો મુક્તિનો પ્રસંગ ગુમાવી બેસે છે—કાંઈ યુગોને માટે ગુમાવી બેસે છે.

***

પ૯ 'યોગી' અને 'વિચારક' બન્નેનું જીવન 'તપ' રૂપ હોય છે—પોતા માટે કષ્ટો ઉપજાવવા દ્વારા જ તેઓ જીવે છે. પણ તેમ થવામાં કાંઇ પરગજુપણાની બુદ્ધિ કારણભૂત નથી હોતી; તે દરેકની ભિન્નભિન્ન જરૂરીઆત જ કારણભૂત હોય છે. પણ એમની એ જરૂરીઆતનો પડછાયો ધરતી પર—જનતા પર—જુદાં જુદાં ચિત્રો ઉપજાવે છે. યોગીની પૂજા અને વિચારકનો ભય પ્રતિક્રિયારૂપે જનતામાં પ્રકટે છે. અને વસ્તુતઃ યોગી પોતાનો આનંદ મેળવે છે અને વિચારક જનતાને પ્રગતિનાં પાદચિન્હો આપનાર થઇ પડે છે! હકીકતનું આ આલેખન ન માની શકનારે વ્યવહાર બુદ્ધિથી જ પુરૂષ અને સ્ત્રીની પ્રકૃતિ તપાસી જોવી; સ્ત્રીની એબ લૂંટનાર પુરૂષ પોતાનો જ આનંદ નથી ઢૂંઢતો તો બીજાં શું કરે છે? અને સ્ત્રી ખાટલે પડી જે 'પ્રજા' જણે છે તે પુરૂષની પ્રજા કહેવાય છે અને જનતાને 'ઉપયોગી' થવા માટે હોય છે.

* * *

૬૦ યોગી અને વિચારકનું ઐકય થાય તો એમાથી 'જ્ઞાની'—નિરપેક્ષ જ્ઞાની જન્મે, પણ એવાં લગ્ન બહુ જવલ્લે જ બને છે. ઘણે ભાગે એક, બીજાને પોતા માટે અનિષ્ઠ માનતો હોય છે અને તેથી 'સગાઇ' જ થવા પ્રસંગ આવતો નથી અને સગાઇ થાય તો લગ્ન પહેલાં બે વચ્ચે એકાદી મુલાકાતમાં ચકમક ઝરવા પામે અને કદાચ લગ્ન થાય તો પૂરી કચવાટની લાગણી સાથે છૂટાછેડા થવા પામે! જેમ મોંઘી ચીજ તેમ પ્રાપ્તિ મુશ્કેલ!

* * *

૬૧ વિચારકની અખંડ અજાયબી અને યોગીનો અખંડ રસાસ્વાદઃ બેઉ, 'જ્ઞાની'ની આગમાં અદશ્ય થાય છે. પણ જે જમાનામાં યોગી અને વિચારકનો પણ દુષ્કાળ

તે જમાનામાં 'જ્ઞાની' ક્યહાં ઢૂંઢવો!... એ ઉચ્ચ પદાર્થોની નામનાએ એમના 'ઇમિટેશનો' તો જરૂર ઉપજાવ્યાં છે; 'જ્ઞાની'ના ઇમિટેશન તરીકે આશ્રમધારીઓ અને શુષ્ક વેદાંતીઓ; વિચારકના ઇમિટેશન તરીકે રિપોર્ટરો, ભાષાંતરકારો, કથાકારો અને ટીકાકારો; અને યોગીના 'ઇમિટેશન તરીકે હઠયોગીઓ, હીપ્નોટીસ્ટો, વામમાર્ગીઓ અને વાગ્જાળના મચ્છીમારો: એ સર્વની લીલા ખેલી રહી છે. વિકૃતજનતા વચ્ચે કનૈયો કદાપિ ખેલી શકે છે? એની દ્વારકાં તો જળમાં લય પામી છે–હવે એને Locus stand–ઉભવાની ભૂમિકા જોઈએ ને? આધુનિક મુદ્રો એના નાચનું આંગણું–પ્લેટફોર્મ–ભૂમિકા તૈયાર કરવા ખાતર તો નહિ હોય!

***

૬૨ લોકો 'શોધી' તો શકતા નથી, પણ યાદ રાખી શકતા નથી, અને તેથી જે શોધકને તેઓ પૂજતા હોય છે ત્હેનો દ્રોહ કરનાર થઇ પડે છે–વગર ઇચ્છાએ તેમ બનવા પામે છે. ફેડરિક નિત્શેએ વિચારક ભૂમિકા પરથી એક વાર કહ્યું હતું કે, પ્રગતિની આગળ વધતી સ્થિતિમાં દીવાનાપણું હોય યા ઉદ્ધતાઇની પરાકાષ્ટા હોય. એ 'ઝાંખી'ને અને એ ઉલ્લેખને કેટલાંએક વર્ષો વીત્યા બાદ એની પ્રગતિએ એને એથીય ઉચ્ચ ભૂમિકાએ લાવી મૂકયો. એ વખતે લોકો એને ખરેખર દીવાનો માની દીવાનાશાળામાં ધકેલી આવ્યા! પણ 'લોકો'નો શો દોષ? નિત્શેના મરણ બાદ એના પરમ પ્રશંસકો પૈકી એક વિદ્વાન અને એના પરમભક્તો પૈકી એક (એની બ્હેન કે જેણે એનું જીવનચરિત્ર લખ્યું છે) લખવા ચૂકયા નહિ કે, નિત્શેની આખર અવસ્થાનું દીવાનાપણું એના પિતા તરફનો વારસો હતો! મતલબ કે આ ભક્તોને દીવાના-

પણ એ 'ખામી' રૂપ લાગ્યું અને જેને તેઓ ખામી વગરનો માને છે ત્હેનામાં દેખાતી એ ખામી ત્હેમને ખુંચતી હોવાથી એ રોપલો પૂર્વજને શિરે નખાઈ ગયો. આમ શાથી બન્યું ? એમને માત્ર ડાહ્યાપણાની અપેક્ષાપર હયાતી ધરાવતું દીવાનાપણું જાણવામાં હતું, તત્ત્વવેતાનું દીવાનાપણું એ કાંઈ સ્વતંત્ર તત્ત્વ છે એવો અનુભવ નહોતો, અને નિત્શે પર ભક્તિ છતાં એના શબ્દોને વટાવીને એને પ્હોંચવાની એમનામાં શક્તિ નહોતી. તેથી એનામાં એમને દેખાયલું દીવાનાપણું જોતી વખતે પણ તેઓ એના પોતાના શબ્દો યાદ કરી શક્યા નહિ કે 'એક અલૌકિક દીવાનાપણું પ્રગતિનાં પાદચિન્હ તરીકે આવે છે.' હિંદી જ્ઞાનીઓએ પ્રગતિનાં પાદચિન્હો એક બે નહિ પણ તમામ કહી દીધાં છે, જેમાં દીવાનાપણું, ઉદ્ધતપણું અને બાલપણું પણ સમાઈ જાય છે. પણ એવા ઇસારા છતાં લોકો ભૂલે છે–કારણ કે એ પગલાને પોતાના પગલાથી માપવા જાય છે ! Eche Homo જેવી કૃતિને આ પ્રમાણે જ દીવાનાપણાથી રંગાયલી બુદ્ધિનો બકબકાટ ઠરાવવામાં આવ્યો છે !

* * *

૬૩ વાલ્મિકીનું 'રામાયણ', નિત્શેનું 'Thus spake jarthustra,' વ્યાસનું 'મહાભારત' અને તદંતર્ગત કૃષ્ણગીતા (અથવા Thus spake the Riddle), Alexander Dumas નું 'Count of Monte Cristo,' Haggarsdનું 'She' એ વગેરેના લખનારાઓએ કાંઈ ઇતિહાસો લખ્યા નથી, કથા કે કલ્પનાઓ લખી નથી, સાહિત્ય લખ્યું નથી, પણ પ્રગતિનાં પિકચરહાઉસો રચ્યાં છે અને ઉચ્ચાત્માની સાઇકોલૉજી જોવાના એક્ષરે એપરેટસ ગોઠવ્યાં છેઃ

એમ જ્યારે કેટલાએક સાહિત્યશાસ્ત્રી અને શાસ્ત્રપંડિતો સમક્ષ મ્હારાથી બોલાઇ જવાયું ત્યારે તેઓ મ્હારી અતિશયોક્તિપર હસ્યા ! મ્હેં ત્હેમના હસવા સાથે સહાનુભૂતિનું હાસ્ય ઉમેર્યું. નહિ તો બીજું શું કરૂં ? ત્હમે મૂર્ખ છો એવી પંડિતોની માન્યતાને ત્હમે જો જુદી પાડશો તો તેઓમાં દ્વેષનો કીડો સળવળશે અને ત્હમારા તરફના થોડા ઘણા માનને સ્થાને પ્રગટ તિરસ્કાર ઉપજાવશે !

*
* *

૬૪ શાસ્ત્રપંડિતો તો નિત્શીનું નામ વ્યાસ સાથે કે એલેકઝાન્ડર ડુમાનું નામ વાલ્મિકી સાથે બોલાતું પણ સાંભળી શકતા નથી ! વ્યાસ, વાલ્મિકી અને 'ત્રિષષ્ઠી સલાકા પુરૂષ ચરિત્ર' ના કર્તા હેમાચાર્યઃ એ બધા તો આધ્યાત્મિક સાહિત્યના કર્તા; અને ડુમા વગેરે તો માત્ર નવલકથાકાર તથા નિત્શે કલ્પનાનું પુતળું કે બુદ્ધિવાદનું બાળું કે બહુ તો ( અરવિંદ બાબુ જેવા યોગાભ્યાસી માનસશાસ્ત્રીએ કહ્યું હતું તેમ ) આધ્યાત્મની વિકૃતિ ! ...ગુલામ હિંદનું અધ્યાત્મ પણ કેટલું ગુલામ બનવા પામ્યું છે ? અદ્વૈતની ભાવનામાં ખેલનાર હિંદી પણ અધ્યાત્મ અને વ્યવહાર ભિન્ન જ જોયાં કરે છે ! વ્યવહારને ગતિ આપનાર અધ્યાત્મ અને અધ્યાત્મનું સ્થૂળ વ્યવહાર એ વચ્ચે અભેદ તે જોઇ શકતો નથી. એને મન અધ્યાત્મ એક સિદ્ધાંત માત્ર, પવિત્ર મૂર્તિ માત્ર, સ્થિતિસ્થાપક અને દેશસ્થ ભાવના માત્ર છે; સર્વવ્યાપક, સર્વ રંગી, બહુરૂપી શક્તિ નહિ ! અમુક દેહ અને અમુક વસ્ત્રમાં તેણી હાજર થાય તો જ તે પિછાણી શકે અને પૂજી

શકે, નહિ તો એ પૂજ્યને પણ ત્હેની જૂતી પડે!....માણસ ગમે તે મંદિર'માં જાય કે ગમે તેવી air-tight ગુફામાં યોગ સાધવા બેસે, પણ એની mentality કે જે ગુલામીના ટુકડાથી બનેલી છે તે તો ત્હેની સાથે જ અને સ્હામે જ હોય છે. અને તે જે દર્શન કરાવે છે તે જ ત્હેને દેખાય છે. વાલ્મિકી પોતે કહી ગયા છે કે, અણુએ અણુએ સૃષ્ટિ છે, લાંબી પહોળી સૃષ્ટિ ખુદ એક અણુ છે, એ અણુ પણ વ્યક્તિના એક કાળના એક ભાવનું સ્થૂળીકરણ માત્ર છે. એકની સૃષ્ટિમાં બીજાને અવકાશ નથી, અને વ્યક્તિમાત્રની સૃષ્ટિઓ ચિદાકાશના પ્રતિબિંબ સિવાય બીજું કશું નથી, કે જે ચિદાકાશ એ અદ્વિતીય આત્માનું હૃદય છે,-પણ તે છતાં વાલ્મિકીના ભક્તો નવલકથા અને આધ્યાત્મશાસ્ત્રને એક જ શક્તિના પ્રતિબિંબો-આભાસો રૂપે જોઈ નથી શકતા અને વાલ્મિકી કૃત રામને તથા નિત્શેકૃત નનામા Superman ને તથા Dumas કૃત Sailor Count ને એક્જ વખતે એક રૂપે અને વ્યવહાર તેમજ અધ્યાત્મમાં ખેલતા ચૈતન્ય રૂપે જોઈ નથી શકતા. એ એકદેશીય 'પંડિતો' અને 'ભક્તો'ની અશક્તિ જ ભેદની દિવાલ ખડી કરે છે અને હિંદ સિવાયના સ્થાનોમાં ખેલતા મહાભારત 'યુદ્ધો'ના અધ્યાત્મ પર તિરસ્કાર કે અસ્વીકારનો પડદો નાખે છે.

***

૬૫ સાહિત્યશાસ્ત્રી અને શાસ્ત્રવિદોની પસંદગીઓ અને નાપસંદગીઓ ખોરાકના ગુણ-દોષને અવલંબે છે; વિચારકની અને યોગીની પસંદગી અને નાપસંદગીઓ માત્ર એમની જઠરાગ્નિ પર અપેક્ષા રાખે છે.એક કુબ્જાને અનુસરે છે,બીજો કૃષ્ણને

અનુસરે છે કે જે કૃષ્ણે કુબ્જાને ખુંધ પર લાત મારી 'સીધી' અને 'શિર ઝુકાવતી' અને 'પગમાં પૂજાપુષ્પો ધરતી' કરી હતી!

*
* *

૬૬ આધ્યાત્મને વર્ણાત્માઓ માટે જ 'રીઝર્વ' રાખવાની યોજના કરનારાઓ કાંઇ આભડછેટને કે ભેદભાવને માનનારા નહોતા! સુગંધીદાર પુષ્પોની શક્યતા કાયમ રાખવા માટે જ એમને એ પ્રતિબંધ રચવો પડયો હતો, અને એ રચનાથી નિર્બલો સબળોનુ અનુકરણ કે નકલ કરવા જતાં માર્યા જતા બચતા હતા, તેમજ આમવર્ગ અશકતોના અખતરાનો ભોગ થતો બચતો હતો. એ વિદ્યા ક્ષાત્રભૂમિકામાંથી જ પ્રગટી શકે છે. અને ત્યાં જ પોષાઈ અને ફળી શકે છે, જૈન શાસ્ત્રકારોએ ચોવીશે અવતારો કે તિર્થંકરોને ક્ષત્રિયાણીની કૂખે જ જન્મેલા બતાવવામા કાંઈ કોઈ કોમ વિષેનો પક્ષપાત નથી કર્યો. એક જ ક્રિયાને જુદી જુદી ભૂમિકામાં જન્મેલા-ઉછરેલા. છોડ જુદી જુદી દષ્ટિએ જ જોઈ કે આદરી શકે છે. યુદ્ધમાં ઉતરેલો શૂદ્ર પગાર આપવાની આજ્ઞા પાળવા ખાતર મરવા-મારવાની હિંમત શીખે છે, એ માત્ર યંત્ર છે, બુદ્ધિ નથી કે ભાવના નથી; વૈશ્ય યુદ્ધના પરિણામે થવા સંભવતા આર્થિક લાભો ખાતર લડાઇમાં ઉતરે છે, કે લડાઇને સહાય કરે છે, એને મનઃયુદ્ધ એ વાણિજ્યના લાભનો વ્યાપાર છે; ક્ષત્રિય ટેક માટે, પોતાના વડવાની, ધર્મની કે દેશની ટેક જે તેણે પોતાની કરેલી છે, હેને માટે લડે છે. અને બ્રાહ્મણ કે જેણે 'અહં' ને જ હરાવી દીધો હોય છે તે તો કોઇ અદશ્ય

વિશ્વયોજનાને સહાયભૂત થવા ખાતર યુદ્ધ કે સુલેહનાં શસ્ત્ર ધારણ કરતો હોય છે. તેથી જ સ્વાભાવિક રીતે જ, બ્રાહ્મણનુ યુદ્ધ જગત માત્રને ઉત્ક્રાન્તિમાં–પ્રગતિમાં એથી જનારૂં હોઈ પ્રષ્ટ છે. ક્ષત્રિયોનું યુદ્ધ મરદાનગીનો ખેલ હોઈ તુચ્છ પ્રકૃતિ પર અને ઘણે ભાગે 'અહં' પર વિજય અપાવનારૂં થઈ પડે છે; વૈશ્યનું યુદ્ધ ભયંકર સત્યાનાશી ઉપરાંત બન્ને પક્ષને લાંબા વખતની તંગી અને તજ્જન્ય દુર્બલતા આપનારૂં થઇ પડે છે. અને શૂદ્રોનું યુદ્ધ તો સર્વથા બાલીશ સત્યાનાશી જ હોય છે; તેવી જ રીતે તત્ત્વજ્ઞાનનું સમજી લેવું. તત્ત્વજ્ઞાન આપવું ન જોઇએ, પ્રગટાવવું જોઈએ અને પ્રગટાવવા માટે જ લાંબા કાળના કાર્યક્રમ રચાતા હતા, જ્હેને ક્રિયાકાંડ અને સસાર નામે ઓળખવામાં આવે છે.

*
* *

૬૭ આધ્યાત્મ, મુક્તિ, વિજય એ કોઈ ફળ નથી, કે જ્હેને કોઇ ઉછેરે અને કોઇ તોડી લેવા પૂરતા ઉદ્યમથી મેળવી શકે અને આરોગી શકે. એ બધા પ્રગાત કરતાં પુરૂષવૃક્ષમાં અમુક મોસમે ઉદ્‌ભવતાં તત્ત્વો છે, એ નિયમિત અને દીર્ઘકાળની 'ખેતી' છે; વિચારની કલ્પના માત્ર નહિ! તર્કશાસ્ત્ર કે સાહિત્યની ત્હેને દરકાર નથી–એ તો વૃક્ષના પડછાયા છે!

૬૮ કોઇ છોડ (કંદ જેવા) ભૂતળમાં જ જન્મે છે અને ત્યાં જ મરે છે, સૂર્યપ્રકાશ જોવા પામતા નથી. કોઇ છોડ (વેલ) જમીનમાંથી જ પ્રગટે છે, પણ જમીનથી બહાર ઉછરે છે; જો કે હજી ટટાર ઉભા રહેવા જેટલી મજબુતાઇ આવી નથી. કોઈ છોડ (ફૂલ છોડ) જમીનથી પ્રગટી, બહાર જીવે છે અને પોતાના પગ પર ટટાર રહી શકે છે. પણ બહુ ઉંચે વધી શકતા નથી. કોઇ છોડ (તાડ વગેરે) સૂર્ય પ્રકાશ તરફ વધુ આગળ વધી શકે છે. પણ તે છતાં એ બધા છોડ હજી જમીનમાં ચ્હોંટી રહેલા હોય છે; જન્મદાતાથી સ્વતંત્ર થઈ પોષણ મેળવવાની ગુંજાયશ એમનામાં નથી. એક પ્રાણી છોડ જ એવો છે કે, જન્મક્ષણ સુધી જ માતાથી જોડાયલો રહે છે, અને જમીનથી બહાર નીકળતાં જ જમીન અને છોડ વચ્ચેની નાળ કાપી નખાય છે. પ્રાણીઓ જમીનમાંથી જ જન્મવા છતાં આખી પૃથ્વી પર હરીફરી શકે છે, પણ તેમાં માત્ર માનવ છોડ જ એવો છે કે જેહેનું આખું બદન આકાશ ભણી હોય; કેમ જાણે સૂર્ય તરફ તકાયેલું તીર ન હોય ! જેટલા જોરથી એ તીર 'છોડવા'માં આવે તેટલા જ વેગથી તે સૂર્ય તરફ–પ્રાણશક્તિના અને પ્રકાશના પ્રદેશ તરફ ગતિ કરી શકે. મનુષ્ય એ બીજું કાંઈ નહિ પણ છોડ જ છે, પણ તીર બનેલો છોડ છે. એને જમીન પર રહેવા ન દો, એની કાયાની દયા ન કરો, એને તો 'વેગથી છોડો' અને પાછળથી પણ 'વેગ ધીરો' કે જેથી તે પાછો જમીન પર આવી શકે જ નહિ !

*
* *

૬૯ તીરને એવી તીવ્ર ગતિ આપવા માટે કામઠામાં જીદ અને કામઠું ખેંચનારમાં દમ ખેંચવાની શક્તિ જોઈએ. આ દુનિયાના સુધારકો ! ન્યાયશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનાં ઢોંગો છોડી સ્ત્રીને પોલાદી કામઠું બનાવવા તરફ અને પુરુષને દમ ખેંચનાર યોગી બનાવવા તરફ સઘળું લક્ષ ગેરો. જ્યહાં જ્યહાં એ સંસ્કાર શૈલી હતી, ત્યહાં ત્યહાં તો વાલ્મિકી જેવા લુટારા પણ સર્વોત્તમ જ્ઞાની હતા અને હોમર જેવા ગુલામ પણ આજના રાજા અને ધર્મગુરૂ કરતાં વધારે 'સ્વતંત્ર' હતા.

*
* *

૭૦ ધર્મ એ ડાયનેમો છે, પણ આજના ધર્મપંડિતો એ ડાયનેમોને શબ્દજાળ કે આભૂષણ માને છે ! મનુષ્યના ભેજાંમાં એ ડાયનેમો મૂકી એને ઉડાડવાને બદલે એના માથા પર મૂકી એને ચગદી નાખનાર ગમારોનું મત્યાનાશ જજો !

*
* *

૭૧ સાહિત્ય એ ડાયનેમોનું ચિત્ર માત્ર છે, પણ આજે તે ડાયનેમોનું શામક બન્યુ છે, અને એ ઓળો કલ્પિત સંસાર અને કલ્પિત મજાઓ સૃજવા અને માણવામાં જીંદગી પૂરી કરે છે. દેવોની ભૂમિમા અસુરોનું-ભૂતડાંનું રાજ્ય તે આનું નામ ! અને એ લેખન-વાચન કલાને 'સર્વ માટે' ખુલ્લી મૂકવાની 'નીતિ' અને 'ઉદારતા'નુ જ પરિણામ છે ! એક દિવસ હિંદમાંથી સઘળા ધર્મો અને ધર્મગુરૂઓ એક સાથે નાબુદ થશે, અને એમનાં લોહી પીધેલી ધરતીમાંથી 'ધર્મ 'જન્મશે, તમામ

साहित्य बळी खाख थशे, अने ए खाखमांथी आंतरदृष्टिना उद्गार साहित्य रूपे मृदु झरणामां फुटी नीकळशे. पाछला साहित्यना विकृत स्मरणो हिंदी मगजमांथी धकेली कहाडवा माटे एकाद भयंकर अने सर्वदेशीय महाभारतनी जरूर पडशे.

* * *

७२ घणा भार पछी स्हमज आवे छे, अने स्हमजे सूचवेली क्रियानुं दीर्घकाळ सुधी पुनरावर्तन करवाथी, कसरत कर्या करवाथी, शास्त्रीय परिभाषामां कहीए तो 'अभ्यास'थी, एक भूमिका विशेष प्राप्त थाय छे के ज्हां ऊभीने जोवाथी हजी वधु दूरनी स्हमज नजरे पडे छे. ए स्हमज कोइ कागळपर लखे अने लेखन-वांचन शिखवा पामेलो हरकोइ मनुष्य वांचे तो ए वांचन एने कांइज उपयोगी न थइ शके. वांचनार भाषा वांचे छे के बहु तो एना अडझमकनुं सौंदर्य वांची हरखाय छे, एनो आत्मा वांची शके ज नहि. तेम थवा माटे तो एणे प्हाडी शिखरो पर पोते च्हडवुं पडे, अने ते कांइ तुरतातुरत बनी शकतुं नथी.

* * *

७३ तत्त्ववेताओ ज्हां आकाशमां च्हडवानुं कहे छे त्हां वस्तुतः भोंयरामां उतरवानुं होय छेः केवा ठगारा ज्ञानीओ!...अने कया शब्दकोष के व्याकरण के न्यायग्रंथथी ए ठगाराओनी भाषा उकेली शकाशे? तेओ आर्यावर्तनो इतिहास अने भूगोळ-खगोळ आलेखता देखाय छे, त्हां आर्य अथवा प्रखर सायन्सनी पद्धतिथी उगाडेला अने पोषेला अने उछेरेला मनुष्यछोडना आंतर जगतनुं ज मात्र चित्र दोरता होय छे! अने ए चित्रना वास्तविकपणानी

સોરી કરવા વામનજીઓ દૂરબીનની, સંવત અને ઈસ્વીસનની, નાટ્યારણે મૂકેલી નોંધોની, સાહિત્યશાસ્ત્રીઓએ કે રાજદ્વારીઓએ રચેલા ગ્રંથોની ઇત્યાદિ મદદો લે છે, અને પછી બકી મારે છે કે – પ્રાચીન ઋષિઓમાં ઐતિહાસિક શોધ નહોતો અને ભૂગોળ–ખગોળનું ખરું જ્ઞાન નહોતું!



એક દિવસ એમજ જૈનોએ શાસ્ત્રીય 'જયણા'ને
૭૪ 'જીવદયા'રૂપે વાંચી રજોહરણ આદિ સ્થૂલ પદાર્થો યોજ્યા હતા! ક્યહાં પાતાળની 'જયણા,' અને ક્યહાં પૃથ્વીપરનો રજોહરણ! અંદરની વૃત્તિ બહાર ખેલવા નીકળે તે વખતે પણ આત્માનું ભાન કાયમ રાખવાનો આગ્રહ એ 'જયણા,' ત્હેને જીવોના મરવા-ન મરવા સંબંધીની કાળજીરૂપે, વિભાવરૂપે, સમજી કેટકેટલી ફોકટની સૃષ્ટિઓ ઉત્પન્ન કરી નાંખી? એમજ મૂર્ત્તિપૂજા અને સાહિત્યપૂજાની સૃષ્ટિઓ વર વગરની જાનો ઉત્પન્ન થઈ!



જાનમાં ગવાતાં ગીતો ગમે તેટલાં અતિશયોક્તિવાળાં
૭૫ હોય પણ તે અતિશયોક્તિ એક જ વ્યક્તિને અંગે થતી હોય છે અને તે પૂર્ણતાનો દાવો વર પોતે નથી કરતો, પણ જાનૈયા ત્હેનાપર પૂર્ણતા આરોપી પોતે મઝા લેતા હોય છે. પરન્તુ વર વગરની બનેલી આજની દુનિયામાં તો ગીતો ગાવાની ટેવવાળો હરકોઇ મનુષ્ય પોતાને વર બનાવી પોતાના

ગુણગ્રામ ગાવા લાગી જાય છે અને પ્રજા પાસેથી દાણુ વસૂલ કરે છે. એમને કોઇ પૂછનાર મળે તો જવાબ મળે છે કે તેઓ 'રાણીના સાળા' છે! કારણકે સૂર્યની માફક ક્રોડો હાથથી સર્વત્ર પ્હોંચી વળનો અને વિરાજનો રાજા જે જમાનામાં અશક્ય બન્યો હોય તે જમાનામાં રાણીના સાળાઓ જ પ્હોંચી શકે અને ચળકી શકે! રાજકચેરીમાં પ્રજાના નામે અને પ્રજામાં રાણીના નામે ધુસી, ચ્હોંટી, દાણુ પામતા રાણીના સાળાઓને જ આજની સંસ્કૃતિ, આજનું સાહિત્ય, આજનો સમાજ, કાનૂન અને આજની કહેવાતી પ્રવૃત્તિ માત્ર આભારી છે.

***

૭૬ હજારો પાંડી બોજો અને સેંકડો પેસેન્જરોને ગતિમાં મૂકનારી ટ્રેન લ્યો. એમાં ડબ્બા ગમે તેટલા હોય પણ એન્જીન તો એક જ છે અને તેમાં કાંઇ ગાદી-તકીઆ કે ખુરશી-ટેબલ કે રંગરોગાનનું નામનિશાને ન મળે! એમાં વળી 'માલ' કે માલદાર પેસેન્જરને પણ સ્થાન ન મળે! એની એક ગુફામાં અગ્નિ છે, જે બીજી ગુફાના જળને તપાવે છે–એના અણુએ અણુને બાળી ઉપર નીચે કરી મૂકે છે, બહારની હવાથી રક્ષાપાક અને બાજુની આગથી તપેલું જળ સ્ટીમરૂપે–શક્તિરૂપે–will રૂપે બહાર દોડે છે અને જે ત્હેના માર્ગમાં હોય ત્હેનાપર આક્રમણ કરી ત્હેને ગતિમાન કરે છે. લોકોની દૃષ્ટિએ એન્જીનનાં પૈડાં એન્જીનને અને ટ્રેનને ખેંચી જતાં દેખાય છે! એમાં જો વિજ્ઞાનથી કે મંત્રથી જીભ મૂકવાનું શક્ય હોય તો તે બોલે કે "પ્રગતિના કારણરૂપ અમે છીએ!"

અગ્નિમાં કોઇ વાચા મૂકી શકે તો ? તોપણ તે બોલે જ નહિ, અને કદાચ બોલે તો કહે: "અમને પ્રગતિ, ગતિ, પ્રેરિત ગતિ સર્વની આળસ છે ! અમે તો અમમાં જ સ્થિત છીએ, ત્હમારા જળને પણ ગતિ ધીરવાનો 'ઇરાદો' અમમાં ત્હમે માત્ર આરોપો છો તેટલા જ પૂરતો સાચો છે. અમે અમારા માટે અમારામાં જ રાજીએ છીએ એવું કહેતાંય અમને શરમ આવે છે"; સ્ટીમને જીભ મળે તો કહે: "હું માત્ર આક્રમણ જાણું છું-શામાંથી મ્હારો જન્મ થયો ત્હેનો મ્હને ખબર નથી, કારણકે પાછળ નજર કરવાનું મ્હારે માટે શક્ય નથી અને આગળ દોડતી વખતે માર્ગમાં આવતા મિત્ર કે શત્રુનો ભેદ ન પાડવાની મ્હારી ખાસિયત છે;" ડબ્બાઓને જીભ હોય તો કહેઃ "કૃષ્ણ શરીર ઍન્જીનનો રાક્ષસી ખોરાક ખેંચી લાવનાર તો અમે છીએ ! જનતાની 'સેવા' માટે અમારે બોજો ઉપાડી વગર ઇચ્છાએ પણ ખેંચાવું પડે છે અને અમારા આખા બદન-માંથી થાકનો કકળાટ થવા છતાં અમને ઘડીભરની વિશ્રાન્તિ મળતી નથી. તપ અને પરોપકારની સાક્ષાત્મૂર્ત્તિઓ તો અમે જ છીએ !"

* * *

૭૭ સ્ટવની બહારની વાટકીમાં બળતો કાકડો મૂકી જે ક્ષણિક આંચ આપવામાં આવે છે તે જ્યારે મધ્ય પ્રદેશને સ્પર્શે છે ત્યારે ત્યાં વાદળી રંગની મદમસ્ત જ્વાળા કૂદવા લાગે છે અને બહારનો કાકડો બુઝાઇ જાય છે. કયા તેલથી, કયા કાકડાથી, જનતાના કયા ભાગપર આંચ આપ-વાથી, એના મધ્ય પ્રદેશનો આત્મા ભભૂકી ઉઠે છે એ શોધ

હજી રાજદ્વારીઓ નથી કરી શકયા. સાયન્ટીસ્ટો ભલે સ્ટવ બનાવી શકયા, પણ હજી મનુષ્યસ્ટવ અને સમાજસ્ટવની બનાવટ શોધી શકયા નથી. યોગીઓ ભલે પોતાનો સ્ટવ સાધી શકયા, પણ એ સ્ટવના અભ્યાસને સમાજસ્ટવ પર ઘટાવવા જેટલો વિકાસ એમનામાંય નથી થવા પામ્યો. બહારના પદાર્થોનું સાયન્સ તેમજ અંદરના પદાર્થોનું સાયન્સ હજી ઘણાં ઘણાં પગથીઆં માગશે. એક દિવસ એવો આવશે કે જ્યહારે સાયન્ટીસ્ટ જ પ્રખર અધ્યાત્મશોધક હશે અને એ બન્ને જગતોના જ્ઞાનપૂર્વક જ સમાજરચના, સમાજસાશન અને સમાજ પ્રગતિ થવા પામશે. તે કાળના મનુષ્યના પગ પાતાળમાં, પેટ આલોકમાં અને મસ્તક સિદ્ધલોકમાં હશે.

***

૭૮ ઍન્જીન અને સ્ટવમાં નરી યાંત્રિક રચનાની જ ખૂબી છે એમ ન સ્હમજવું; કયા ભાગો કઇ ધાતુ-વિશેષના બનાવવા એ બાબતના અનુભવજ્ઞાનની પણ આવશ્યકતા રહે છે. 'નવા મનુષ્ય'ની છાતી માટે વજ્ર મેળવવું પડશે અને તે માટે વિર્યને શોધવું પડશે.

***

૭૯ શાસ્ત્રો શું કે કાનૂન શું, કે ધન શું-તે જાળવી રાખવાની જ્યહાં સુધી પ્રકૃતિ છે ત્યહાં સુધી ઉડવાપણું અને નવા પક્ષિઓ પકડવાપણું-નવી શોધોની પ્રેરણા પામવાપણું સંભવતું નથી.

***

૮૦ ધારાશાસ્ત્રીઓ ધર્મશાસ્ત્રીઓને હમ્બગ કહે છે અને ધર્મશાસ્ત્રીઓ ધારાશાસ્ત્રીઓને 'નાસ્તિક' કે

પ્રીત કે જડવાદી કહે છે, જ્ઞાની બન્નેને હસે છે. એની પ્રકૃતિથી તો એકી વખતે નીતિનો જનક ન્યાય અને ભાવનાનો જનક ધર્મ જોડે—એકરૂપે—જન્મે છે અને જન્મતાવેંતજ એનો ખોળો છોડી ખેલવા નીકળી પડે છે. એનું પ્રત્યેક કાર્ય કાનૂન અને ધર્મસિદ્ધાંતની નવી આવૃત્તિ હોય છે

***

૮૧ ધારાશાસ્ત્રીઓ અને ધર્મશાસ્ત્રીઓનો મ્હોટો ભાગ ભુડથલ જ હોય, પણ તે વર્ગોમાં જેઓ ગરુડ છે તેઓ જો થોડીવાર ક્ષુધાપર જય મેળવવાની પણ 'પ્રેકટીસ' કરે તો કાનૂન અને ધર્મ માત્રની હદને વટાવી જઇ ગરુડગામી કૃષ્ણ બનવા પામે: એમ મ્હને ઘણીએવાર કૃષ્ણ કાનમા કહી ગયો છે, પણ કમનસીબે એ સંદેશો કાનૂની અને શાસ્ત્રીય ભાષામાં ગોઠવતાં હું શિખ્યો ન હોવાથી યથાર્થ સ્થાને પહોંચાડી શકતો નથી

***

૮૨ સ્ટીરીઓટાઇપકાનૂન દ્વારા ન્યાય તોળવાની સંસ્થા હરેક સરકારને માટે ખર્ચાળ થઇ પડે છે, હરેક પ્રજાને માટે વિલંબ અને ખર્ચ બન્ને કારણથી અનિષ્ટ થઈ પડે છે અને ન્યાય તોળનારને પોતાને અલ્પાયુષી કે અકાળવૃદ્ધ બનાવનાર થઇ પડે છે. બીજા હાથ પર ચોક્કસ કાનૂન ન રચવામા આવે તો સ્વચ્છંદનો મ્હોટો ભય રહે છે. આ બન્ને જોખમો ત્યહારે જ અદૃશ્ય થાય છે કે જ્યહારે પ્રમાજરચના અને સમાજશાસનની કળા નવેસરથી અને માનસશાસ્ત્રની મદદથી શિખવવામાં આવે અને એના મનુ-

ઓની જાતિ ઉપજાવવામાં આવે કે જેમાંથી-જેમ ગુલાબનો છોડ વાવનાર ખાત્રીથી કહી શકે છે કે ત્હેના પુષ્પમાંથી સુગંધી અને અમુક જાતની જ સુગંધી નીકળી શકશે તેમ, ખાત્રીથી કહી શકાય કે એ જાતિનો પ્રત્યેક છોડ ન્યાય જ કહાડી શકશે.

***

૮૩ કહે છે કે કાયદાનું મૂળ સાદી સ્હમજ – વ્યાપક દૃષ્ટિ–'Common Sense' છે; અને કાયદા લાગુ પાડવામાં પણ Common Senseની જરૂર પડે છે. છતાં Common Sense વાળા છોડ ઉપજાવવાનું સાયન્સ હજી કોઇએ શોધ્યું નથી એ સાયન્ટિફિક જમાનાની બલિહારી છે! આજથી સો વર્ષ પછીના મનુષ્યનેતાઓ આજની આખી ન્યાય પદ્ધતિ પર, ન્યાયના અંગો પર, ન્યાયના આશયપર હસશે અને ન્યાયના પરિણામો પર અશ્રુ ઢાળશે.

***

૮૪ બાળક પડી જાય છે અને ત્હેને વાગે છે–દુઃખ થાય છે ત્હારે તે જમીનને 'હત' કરે છે. એ એનો 'ન્યાય' છે કે જે આપણી દૃષ્ટિએ વૈરની વસુલાત માત્ર અને તે પણ નિષ્ફળ વસુલાત છે. બાલકની માફક જ બાલીશ મનુષ્ય જ્યહાંથી કે જ્હેનાથી અથડાઇ પડે છે અને 'દુઃખ'નો અનુભવ કરે છે ત્હાંઅને ત્હેના પર વેર લેવાની 'વૃત્તિ'ને 'ન્યાય' માને છે. એ વૃત્તિ પછી બુદ્ધિ પાસે કાનૂનો રચાવે છે. અરજદારને 'દુઃખ' થયું તેમજ હવે બીજા પક્ષને પણ દુઃખ ઉપજાવવું એ, એ કાનૂનોનો આશય હોય છે. દુનિયા દયાળુ

ની જાય એવી અશક્ય ઇચ્છાને બાજુએ રાખીએ તો પણ પ્રશ્ન થાય છે કે બીજાને દુઃખ ઉપજાવવાથી પહેલાનું દુઃખ શી રીતે ટળવાનું કે ઓછું થવાનુ હતું? અથવા સમાજને શી રીતે લાભ થવાનો હતો? અથવા સજા પામની વ્યક્તિ ફરીથી કોઇના દુઃખનું કારણ નહિ બનવા પામે એમ શી રીતે બનવાનું હતું? સ્હમજાય છે કે સજાનો આશય જ આજ સુધી ખોટો પકડાયો છે, મનુષ્ય હજી બાલ્યાવસ્થામાં છે. અથડામણો કેમ થવા પામે છે, કઇ અથડામણો સમાજને કે વ્યક્તિને વિકાસ આપનારી છે અને કઇ એમના વિકાસને અટકાવનારી છે, જ્હેને ગુન્હા કહેવામાં આવે છે તે શરીરના કયા દરદોથી અને પોષણના અભાવથી થવા પામે છે, કયા ગુન્હા કાનૂનોએ પોતે હયાતીમાં આણ્યા છે, તમામ ગુન્હાઓ રાજ્યવ્યવસ્થા કરવાની લાયકાતનો દાવો કરનારાઓની નાલાયકીને કેટલે અંશે અને કેવા રીતે આભારી છેઃ આ સર્વ અને એવા અનેક પ્રશ્નોની વિચારણા કરવામાં વૃદ્ધ ન્યાયાધીશોની બાકીની આખી જીંદગીનો ભોગ આપવો જોઇએ છે.

* * *

૮૫ બિમારી, દીવાનાપણું અને ગુન્હોઃ આ ત્રણે શારીરિક પ્રકોપના સંતાન છે, છતાં એમાંના પહેલા બેના ભોગની 'દયા' ખવાય છે, અને ત્રીજાના ભોગ ખપ્યા પર પાટું જેવું વર્તન થાય છે એ જ અજાયબી છે! મનુષ્યજાતની પ્રગતિ કેટલી ધીમી અને અલ્પ થતી રહી છે અને છતાં—એના મિથ્યાભિમાનની કાંઇ હદ છે?

* * *

૮૬ પ્રકાશ નથી કાંઇ આપી શકતો, નથી કાંઇ છીનવી શકતો. તે પોતે તો, જે ચીજો તે બીજાને બતાવે છે તે ચીજોનેય જોવાને અંધો હોય છે! એ અંધાપો જ એના નિર્હેતુક ખેલને શક્ય બનાવે છે એના ખેલની કાંઈ કિંમત નથી, જોકે તે બહુમૂલી છે. એ આભાર માનતો નથી, માગતો નથી, શરમાતો નથી–શરમાવતો નથી. ડરતો નથી–ડરાવતો નથી, બોલતો–લખતોય નથી–જોકે એનાં કિરણો ઝીલીને ઘણાએ પ્રકૃતિપૂજકો અને પ્રકૃતિનાં અંગો–પુષ્પો, સરોવરો, પહાડો, વનો–ભાષણો અને લખાણોના ઢગના ઢગ કર્યે જાય છે.

***

૮૭ વસ્તુ જેવી હોય તેવી દેખાડી પ્રકાશ પોતે પણ અલોપ થાય છે, પોતાના મૂળ સ્થાનમાં સમાઈ જાય છે; કાંઈ સ્મરણો પણ સાથે લીધા સિવાય જ! તથાપિ ત્હેના વડે જેણે વસ્તુસ્વરૂપ જોયું–એક વાર પણ જોયું તેવો માનવી તો ત્હેની ગેરહાજરીમાં પણ વસ્તુસ્વરૂપને જાણ્યાં જ કરે છે, અને પ્રકાશને આશિર્વાદ આપ્યાં જ કરે છે. લુચ્ચો પ્રકાશ, તે આશિર્વાદ–આશિર્વાદ બોલનારના જીગરના ભોંયરામાં પડ્યા પડ્યા સાંભળતો હોય છે અને મુસ્કરાતો હોય છે; કારણકે પ્રકાશ બહારથી દેખાતો બંધ થાય છે ત્હારે દેખનારના જીગરમાં છૂપાઇ ગયો હોય છે!

***

૮૮ પ્રકાશ કોઈ ચીજ બનાવતો નથી, ભાંગતો નથી, તે માત્ર ચીજો દેખાડે છેઃ જેવી હોય તેવી અને જેમ હોય તેમ. પણ તેમ થવા માટેય જોનારને આંખો હોવી

જોઈએ. કે જે દ્વારા પ્રકાશ દ્રષ્ટા અને દશ્યનો સંબંધ યોજી શકે છે અંધા અને અજ્ઞાનો માટે પ્રકાશ કંઈ જ કામની ચીજ નથી. ઈર્ષા, ઈરાદાપૂર્વકની ગેરસમજ, મિથ્યાભિમાનઃ એ સર્વ પણ અંધાપાનાં જ બીજાં નામ હોઇ, જ્યહાં તે છે ત્યહાં પ્રકાશ કંઇ દેખાડી શકતો નથી. એની એ અશક્તિ કાંઈ એના બલાબલનું માપ નથી, પણ દ્રષ્ટાના આરોગ્યનું માપ છે,

* * *

૮૯ 'પ્રકાશ'નો ઉપયોગ કરી શકવા માટે આંખો હોવી એટલુ જ બસ થતું નથી જે જોવામાં આવે તે સઘળું જોઇ રહેવાય–જોઇ શકાય એવુ મજબુત દીલ પણ જોઇએ. લોકો ફોગટ 'જ્ઞાન જોઇએ છે, જ્ઞાન જોઇએ છે' એવી બૂમો પાડે છે; ખરેખર એમને 'જ્ઞાન' નહિ પણ જ્ઞાનની કિંમત સ્હમજી શકનાર તરીકેનું માન જોઈતું હોય છે! જ્ઞાન તો ત્હેમને અસહ્ય થઇ પડે. કારણકે જોઇ શકવા માટે તો સાયંટીસ્ટનું જીગર જોઇએ, બાણાવળીની આંખો જ નહિ અને એ બે ચીજો મેળવાયા બાદ જ પ્રકાશ કામ લાગી શકે છે.

* * *

૯૦ એવુ છે સ્વરૂપ પ્રકાશનું, જેવું હો તેવું–તે કોને કામનું છે? માત્ર તેઓને કે જ્હેમને આંખો અને જીગર હોય,–હોય એટલુ જ નહિ પણ કેળવાયલા–તાલીમ આપેલાં–'માંજ્યાં!' બનાવેલાં હોય. બીજા શબ્દોમાં કહીએ તો, જેઓ પ્રકૃતિથી–ગુણથી–'જન' જ માત્ર નહિ પણ 'જૈન' હોયઃ સામાન્ય મનુષ્ય નહિ પણ મનુષ્યવિશેષ હોય કે જ્હેના ઉપર

બબ્બે 'માત્રા' ચ્હડી ચૂકી હોય. બબ્બે માત્રા જ્ઞાન અને ક્રિયા શક્તિની.

***

૯૧ કુદરતના નિયમો સદા એકસરખા રહે છે. કુદરત સાથે નીકટમાં નીકટ સંબંધમાં આવી ચૂકેલા ઋષિઓ કુદરતનાં રહસ્યો પામી શકયા હોય છે અને તેઓએ એ રહસ્યો શાસ્ત્રરૂપે લખી મનુષ્યજાતિને વારસા તરીકે આપ્યાં છે.

***

૯૨ અકુદરતી જીવન જીવનારો સામાન્યગણ કુદરતનાં જે રહસ્યો નથી સ્હમજી શકયો ત્હેને તે રહસ્યો શિખવવા માટે જ શાસ્ત્રો યોજાયાં હતાં. શાસ્ત્રો કાંઇ કુદરતના નિયમો સંબંધી અજ્ઞાન પર રચાયાં નથી, તેમ તેઓ કાંઇ કુદરતના નિયમોની અવજ્ઞા કરવાનું પણ શિખવતાં નથી.

***

૯૩ શાસ્ત્રો અને ધાર્મિક ફરમાનોનો એકનો એક આશય જીવન જીવવાની કળા શિખવવાનો છે, કે જે જીવન કુદરતના નિયમોના જ્ઞાનપૂર્વક જીવાતું હોય.

***

૯૪ એક તરફ 'આખી કુદરત' અને એક તરફ કુદરતના એક ભાગ તરીકે 'મનુષ્યવ્યક્તિ' આ બે વચ્ચે ક્રિયા-પ્રતિક્રિયા ચાલ્યાં જ કરે છે. વ્યક્તિમાં જેટલે અંશે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ હોય તેટલે જ અંશે તે પ્રતિક્રિયામાં

રહી શકે અને ક્રિયા કરી શકે અને એ રીતે પોતાની જ્ઞાનક્રિયાશક્તિનો વિકાસ કરી શકે.

***

૯૫ વ્યક્તિમાં જેટલે અંશે જ્ઞાનક્રિયાશક્તિની ભરપૂરતા તેટલે અંશે એનામા તૃપ્તિ અથવા સ્વયંતુષ્ટપણું વિશેષ હોય, જેટલે અંશે જ્ઞાનક્રિયાશક્તિની ન્યૂનતા તેટલે અંશે તૃપ્તિ અથવા સ્વયંતુષ્ટપણુ ઓછુ હોય જ. અને જ્હાં અને જેટલે અંશે તે ઓછું છે ત્હાં તેટલે અંશે અશાંતિ, કલહ, બાથોડીઆ (Struggling) સ્વભાવતઃ હોય; આ સર્વ એના એ ગુણસ્થાનની શરતો છે, સ્વભાવ છે, ખાસીઅતો છે. એ ખાસીઅતોનો ઈન્કાર કરેથી, છૂપાવ્યેથી કે એને માત્ર 'બુરી ચીજ' કહી સંતાપ વાળવાથી મનુષ્યનો એકકે અર્થ સરતો નથી. વસ્તુને વસ્તુરૂપે જોવી-સ્હમજવી અને પોતાના ચિત્તને સ્થિર રાખીને ' પુરૂષાર્થ ' કરવો એ જ જ્ઞાનમાર્ગ છે.

***

૯૬ ધર્મ કાંઈ જીવનને ' અક્રિય ' કે 'અલાયદું' કરવાનું શિખવતો નથી,–એથી ઉલટું, ધર્મ વ્યાપક ભાવ આપે છે અને વધુમાં વધુ ફલદાયક થઈ પડે એવી ક્રિયા સુઝાડે છે, તેમજ ક્રિયાશક્તિ જાગૃત કરવાના ઇલાજ–તાલીમ–પણ બતાવે છે.

***

૯૭ ' જીવન ' અને ' ધર્મ ને વિરોધ ન હોઇ શકે, તેમજ 'વ્યક્તિનું જીવન ' તથા ' માનવસમાજનું જીવન' એ બે વચ્ચે પણ વિરોધ ન હોવો જોઇએ, તેમજ

વળી 'વ્યવહાર' અને 'તત્ત્વજ્ઞાન' પણ એકબીજાના વિરોધી ન હોઇ શકે. આ સર્વ વચ્ચે એકવાક્યતા છે અને હોવી જોઇએ. મનુષ્યો કુદરતને સ્હમજવામાં કે શાસ્ત્રોને સ્હમજવામાં—પોતાની અશક્તિને લીધે—ભૂલ કરી બેસે છે અને તેથી જ ખોટા 'સિદ્ધાન્તો' અને ખોટી 'નીતિ'ઓ માનવા લાગી જાય છે,—જેમ કે 'વ્યવહાર' અને 'તત્ત્વજ્ઞાન' એ ભિન્ન વસ્તુઓ છે. શાસ્ત્રો તો માત્ર બીજી દુનિયામાં—બીજા જન્મમાં—મળી શકતી કોઇ કાલ્પનિક પ્રાપ્તિની ગરજવાળાઓ માટે જ છે,—અથવા તો—ચર્ચા કરી પોતાની બુદ્ધિની સરસાઇનું પ્રદર્શન કરવા ઇચ્છનારાઓ માટે જ છે, રોટલો કે કીર્તિ રળવામાં અને ઘર, સમાજ કે રાજ્યની વ્યવસ્થા કરવામાં ધર્મ કે ધર્મશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન કોઈ રીતે ઉપયોગી ચીજો નથી, ઇત્યાદિ, ઈત્યાદિ.

***

૯૮ આ ખોટી સ્હમજ મનુષ્યની પોતાની અશક્તિને જ આભારી છે, અને એ 'ખોટી સ્હમજ' તથા ત્હેની જનેતા અશક્તિને દૂર કરવી એને જ 'પુરુષાર્થ' કહેવાય છે શાસ્ત્રોમાં જ્યહાં જ્યહાં 'પુરુષાર્થ' શબ્દ વપરાયો છે ત્યહાં ત્યહાં તે આ 'મૂળ કારણ' ના સંબંધમાં જ વપરાયો છે. પૈસો મેળવવો, સત્તા મેળવવી, કીર્તિ મેળવવી : એ તમામ પ્રવૃત્તિઓ પૈકી એકે માટે 'પુરુષાર્થ' શબ્દ નથી વપરાયો. સાંકડી અને ઉપરછલી બુદ્ધિવાળાઓ તેથી એમ માની બેસે કે શાસ્ત્રોએ પૈસો મેળવવાની ના કહી છે, વ્યવહારમાત્રની પ્રવૃત્તિનો નિષેધ કર્યો છે — તો એવી 'માન્યતા'ઓથી શાસ્ત્રોને કાંઈ જ સંબંધ નથી. સ્થૂલ વ્યવહારની ક્રિયાઓ કોઇની રોકી રોકાતી નથી,

ગ્મ્યુ : વા મો શાહ

...ત એ ક્રિયા ક્યાંથી અને કેમ પ્રગટ થઇ, અને તે આરોગ્ય-
...ક છે કે આરોગ્યનાશક છે તે સ્હમજવા–માનસિક પ્રવૃત્તિને
મહત્ના ઉદ્યોગને–જ 'પુરૂષાર્થ' કહ્યો છે, કારણ કે તે પુરૂષાર્થ જ
કેવળ દુ:ખથી બચાવનાર તત્ત્વ છે.

***

૯૯ શારીરિક પ્રવૃત્તિ પણ–શરીરને ટકાવવા માટે–આવશ્યક છે અને 'તત્ત્વજ્ઞાની' તેમ જ 'ત્યાગી'એ પણ તે કરવી જ પડે. ઘણા અજ્ઞાન મનુષ્યો એમ માને છે કે, ધર્મ કે જ્ઞાનનું પુસ્તક કે છાપું ખૂણે બેસી વાંચ્યું અને 'આહાહા' કરી ખુશ થયા એટલે કાંઈ શરીરથી તો કરવાની 'જોખમદારી' રહેતી જ નથી! આવા મનુષ્યો 'પ્રમાદ'ના મ્હોટામાં મ્હોટા દોષ સેવે છે. તેઓનો વિકાસ એ ખોટી કલ્પના છોડીને પુરૂષાર્થપ્રેરિત પ્રવૃત્તિ કર્યા સિવાય કોઈ કાળે થવાનો નહિ.

***

૧૦૦ મતલબ કે, 'ખરી સ્હમજ' એ જ 'સમ્યકત્વ' છે, એને પોતાના ચિત્તમાં ઉગાડવું એ જ 'પુરૂષાર્થ' છે અને એને અંતરાયરૂપ કાંઇ હોય તો તે નીચેની ચીજો છે:–
(૧) સાંભળેલી કે વાંચેલી વાતો, કલ્પનાઓ, અભિપ્રાયો અને માન્યતાઓને વિવેકબુદ્ધિ તથા પોતાના અનુભવ વડે તપાસ્યા સિવાય, એકાએક–પ્રમત્તપણે માની લેવારૂપ નિર્બળતા;
(૨) પોતાથી વધુ અનુભવી પુરૂષના કથનના મધ્યપ્રદેશને અને એ કથનના આખાએ પૃષ્ટને સ્પર્શવાની પોતાની અશક્તિ;
(૩) પોતાના અધૂરા કે ભૂલભરી રીતે કરાયલા અખતરાના

અમુક પરિણામ પરથી ચોકસ નિશ્ચય કે સિદ્ધાંત બાંધી લઈ એ મુજબ વર્તવાની ટેવ રૂપ અશક્તિ; (૪) શબ્દો, વ્યાખ્યાઓ, અલંકારો, વર્ણનો, ઉપદેશો, આદેશો ઇત્યાદિમાં બંધાઈ-જકડાઈ ન રહેતાં તે સર્વ 'શરીરો' અંદર 'ચૈતન્ય' રૂપે જે વસ્તુ હોય ત્હેને ચિત્તથી ગ્રહણ કરવાની અશક્તિ, અર્થાત્ વેધક-શક્તિ અને વ્યાપકશક્તિ – મનન અને યોગ : બે શક્તિઓનો અભાવ એ જ પુરુષાર્થને અંતરાયરૂપ છે. બીજા શબ્દોમાં કહીએ તો, અશક્તિ જ ગુલામીનું-ભ્રમણનું-પીડાનું-નરકનું મૂળ કારણ છે; અને એનું સ્થાન અંદર-આંતરજગતમાં છે, તેથી શાસ્ત્રીય ઉપદેશો બધા આંતરજગતને ઉદ્દેશીને જ અપાયા છે.

* *

૧૦૧ શરીર અને જગત બન્ને એકસરખાં છે. શરીરને સ્હમજશો તો જગતને સ્હમજશો. શરીરમાં વીર્ય જેવી કિંમતી ચીજને રહેવાનું સ્થાન છે, તેમજ વિષ્ટા જેવા દુર્ગંધમય પદાર્થને ઉપજવાનું પણ સ્થાન છે, અને વિર્ય તેમજ વિષ્ટા ઉત્પન્ન કરી અલગ પાડનાર પાચનક્રિયા માટે પણ સ્થાન છે; તેમજ જગતમાં જ્ઞાનીઓ અને મલીન વાસનાવાળાઓ અને બન્નેને ભિન્ન પાડી વ્યવસ્થા યોજનારા પંચો, સરકારો વગેરે પણ છે. શરીરમાં વિર્ય જે કામ કરે છે, સમાજમાં તે જ કાર્ય જ્ઞાનીઓ કરે છે. શરીરમાં પાચનક્રિયા પૂરી થતાં જેવી વિષ્ટા જૂદી પડે છે કે ત્હેને બહાર ધકેલવામાં આવે છે તેમજ જગતમાં સમાજ-મંથનક્રિયાને અંતે તરી આવતા મલીન વાસનાવાળા જીવોને સમાજરૂપી શરીરથી બહાર ધકેલી સમાજનું સ્વાસ્થ્ય રક્ષવા

જેવે પ્રજાકીય પંચો અને સરકારી અમલદારો છે. અને જેમ વિષ્ટા ને ખાતર તરીકે ઉપયોગમાં લઈ તે વડે નવું અન્ન પેદા થાય છે તેમ આ સમાજની વિષ્ટારૂપ વ્યક્તિઓનો ઉપયોગ સમાજની જરૂરીઆતો પૂરનાર ખાતર તરીકે થઇ શકે. વિષ્ટાને ધિક્કારવી એ કાર્યસાધક નથી, ત્હેને શરીરથી અલગ કરી શરીરને જરૂરના અન્ન-શાક ઉપજાવવા માટે 'ખાતર' તરીકે ઉપયોગમાં લેવી એ જ 'સમ્યક્ જ્ઞાન' છે. "નિંદા ન કરવી," 'ધિક્કારવું એ પાપ છે" ઇત્યાદિ 'શબ્દો'નો કાંઇ 'અર્થ' હોય તો તે આટલો જ છે. વિષ્ટાનીય નિંદા ન કરવી એમ કહેનારનો આશય કાંઇ એવો ન જ હોય કે, વિષ્ટાને પેટમાં પડી રહેવા દેવી ! વિષ્ટાને ધિક્કારના શબ્દો કહેવા તે, તેમજ ધિક્કારના શબ્દોને પાપ કહેવું તે—બન્ને કથનો હવાઇ છે, કાલ્પનિક છે, કોઇ જાતનો અર્થ સારનાર નથી. પાચનક્રિયાના અનિવાર્ય પરિણામ તરીકે જ વીર્ય અને વિષ્ટા છે. એકનો 'ઉપયોગ' હોવાથી શિરે બિરાજમાન કરવા યોગ્ય છે, એકનું સ્થાન વધુ વખત રહેવું વિપજનક હોઈ એને તે સ્થાનેથી હરકોઇ રીતે-છેવટે જુલાબ કે પીચકારીથી પણ-દૂર કરવામાં અર્થસિદ્ધિ છે અર્થસિદ્ધિ એ જ ધ્યેય યાદ રાખવાનું છે. અને અર્થસિદ્ધિ વીર્યની પૂજા માગતી નથી, વિષ્ટાની નિંદા માગતી નથી. વીર્યની રક્ષા અને વિષ્ટાનો બહિષ્કારઃ એ બે કાળજીઓ તો અર્થસિદ્ધિ અવશ્ય માગે છે. આ વસ્તુસ્વરૂપ યથારૂપ 'સમજવું' એ જ સમ્યક્‌જ્ઞાન છે, અને જીવનના હરેક પ્રસંગમાં એ 'સમજ' ને ક્રિયામાં મૂકવી એ જ 'સમ્યક્-ચારિત્ર' અથવા 'સમ્યક્ ક્રિયાશીલતા' છે. પૈસો, યશ, સત્તા અને એ ચીજો વડે તાત્કાલિક થતી અનુકૂળ કે પ્રતિકૂળ

લાગણીઓ–જ્હેને સામાન્ય રીતે આપણે 'સુખ' થયું કે 'દુઃખ' ઉપજ્યું કહીએ છીએઃ એ બધાનું દેખાવું અને અદશ્ય થવું એ તો ક્રિયાશીલતાનાં બાહ્ય અને ક્ષણિક દશ્યો–Phenomena–માત્ર છે. અને તે સમ્યક્રિયાને અંગે તેમજ મિથ્યા ક્રિયાને અંગે પણ હોય. મતલબ કે બ્હારના 'સુખ' કે 'દુઃખ' ઉપરથી કોઇ ક્રિયા 'સમ્યક્રિયા' હતી કે 'મિથ્યા ક્રિયા' હતી એ વાતનો નિર્ણય ન કરી શકાય.

***

૧૦૨ વ્યક્તિની પ્રકૃતિને અનુકૂળ ખોરાક અનુકૂળ વખતે અને અનુકૂળ રીતે 'ગ્રહણ' કરવોઃ એ સમ્યક્રિયા છે; એ ખોરાક પાચન થતો હોય ત્યાં સુધી બીજા કોઇ ગમે તેવા ખોરાકથી પણ પરહેજ રહેવું–'સંવર' ક્રિયા કરવી એ પણ સમ્યક્રિયા છે; ખોરાક પાચન થઇ રહ્યા બાદ સત્ત્વહીન કચરાને–વિષ્ટાને બ્હાર કહાડવી, 'ત્યાગ' ક્રિયા કરવી એ પણ સમ્યક્રિયા છેઃ અને આ ત્રણમાંની એક જ નહિ પણ ત્રણે ક્રિયાના ઉપયોગપૂર્વક જીવવું એ જ 'સમ્યક્ જીવન' છે; કુદરતી જીવન' છે. ગ્રહણક્રિયા, ત્યાગક્રિયા તેમજ અક્રિય બેસવા રૂપ સંયમક્રિયાઃ આ ત્રણે 'કુદરતી જીવન'ની 'આવશ્યકતા'ઓ–'અનિવાર્યતા'ઓ છે. વ્યક્તિના જીવનમાં તેમજ સમાજના જીવનમાં, શરીરની બાબતમાં તેમજ બુદ્ધિની બાબતમાં, ગૃહની બાબતમાં તેમજ રાજ્યની બાબતમાંઃ સર્વ વ્યવહારોમાં આ ત્રણે 'અનિવાર્યતા'ઓ લક્ષમાં રાખવી જ પડશે–જો 'કુદરતી જીવન'ની કે 'પ્રગતિશીલ જીવન'ની ગરજ હોય તો.

***

૧૦૩ જો અકુદરતી–પતીત જીવન–જીવવું પાલવતું હોય તો–તો હરકોઈ મનુષ્ય પોતાના હિસાબે અને જોખમે–એકલી ગ્રહણક્રિયાને કે એકલી ત્યાગક્રિયાને કે એકલી સંયમક્રિયાને અપનાવી શકે છે ! ત્યાંય પણ વ્યક્તિને પોતાના હિસાબે ને જોખમે પણ–એકાંતક્રિયા કરવાની સ્વતંત્રતા સમાજ મહીસલામતીથી આપી શકે નહિ. એક માણસ નર્યું ગ્રહણ ક્રિયા જ કર્યા કરે–ખાધાં જ કરે–અને ઝાડાપેશાબની ક્રિયા કરે જ નહિ, તો એની બિમારી આખા કુટુંબને ભાર પડે, અને તેથી એવી એની ક્રિયા કુટુંબને પાલવે નહિ જ. એવી જ રીતે, એક માણસ સમાજમાંથી ધન કે કીર્તિ લૂટયાજ કરે અને સંગ્રહ્યા કરે, એમાંથી 'ઓજસ્, બનાવવાની તકલીફ ન લે, ઓજસ્ બન્યા પછીનો ધન અને કીર્તિનો કચરો ફેંકી ન દે. તો એવો મનુષ્ય સમાજને અવશ્ય હાનિ-કારક અને બોજારૂપ થઇ પડે એની એ સ્વતંત્રતા સમાજને ન જ પાલવવી જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો, ધન કે કીર્તિ કે સત્તા પોતે કાંઇ અનિષ્ટ પદાર્થો નથી, ધન કે કીર્તિ કે સત્તાને જ ધ્યેય બનાવનારી 'એકપક્ષી બુદ્ધિ' જ અનિષ્ટતત્ત્વ છે, કે જે વ્યક્તિ તેમજ સમાજના આરોગ્યને બાધક છે. બુદ્ધિની જડતા અને હૃદયની વક્રતા જ સઘળા 'રોગો'નું મૂળ કારણ છે. અને આ જમાનામાં મનુષ્યની પ્રકૃતિમાં રહેલી આ બે ખામીઓ પૂર્વકાળના ઋષિઓ–મહાવીર જેવા મહાપુરુષો–આગળથી જોઇ શક્યા હતા અને તેથી નોંધ કરી ગયા હતા. " હે જ્ઞાનના શોધક ગૌતમ ! હવે પછીના મનુષ્યોમાં વક્રતા અને જડતા 'ખાસ લક્ષણ' રૂપે હશે" એવા શ્રી મહાવીરના કથનને આજની લગભગ દરેક ઘટના સાચું ઠરાવે છે. આજના

'પુરૂષાર્થી'એ કાંઇ કરવાનું હોય તો તે માત્ર 'વક્રતા' ને તોડવાનું અને 'જડતાને' પીગળાવવાનું જ કામ છે. એ ક્રિયાઓથી પોતાને કે બીજાઓને તાત્કાલિક 'સુખ' કે 'દુઃખ' થાય, 'લાભ' કે 'ગેરલાભ' થાય એ કશાની ગણતી ન કરવી પાલવે.

***

૧૦૪ 'સુધારકો'ને મુખેથી રોજ સાંભળીએ છીએ કે "હાનીકારક રીવાજો, મનુષ્યો, બંધારણો વગેરેને નિંદો–તોડી પાડો." બીજી તરફથી પોતાને ધર્માત્મા મનાવનારાઓ કેટલાકો બૂમ મારે છે કે "નિંદા કરવી એ તો મહા પાપીનું કામ છે, તોડવું–ભાંગવું એ ક્રોધીનું કામ છે, એવાં કામ કરનારાઓ સમાજને ભયરૂપ છે": આવાં બે પરસ્પરવિરોધી કથનો સાંભળીને ભોળો–આંતરવિકાસ વગરનો–સમાજ મુંઝાઇ પડે છે અને ધીમેથી પૂછે છેઃ બેમાંનું શું માનવું? મનુષ્ય માત્રે 'પુરૂષાર્થ' નો જ રસ્તો પસંદ કરવાનો છે, અને એથી ઉલટો રસ્તો–પ્રમાદનો રસ્તો–છોડી દેવાનો છેઃ એ એક જ 'સત્ય' યાદ રખાય તો બધા પ્રશ્નોના ઉત્તર પોતે જ મેળવી શકાય. પ્રમાદથી કોઈ નુકશાન કે કષ્ટ સહન કરવું એ અનિષ્ઠ–ત્યાજ્ય છે–દુર્ગુણ છે; ઉત્તમ પરિણામ માટે પુરૂષાર્થ કરતાં આવી પડેલુ કષ્ટ સહન કરવું એ 'પુરૂષાર્થ' છે અને તેથી ઇષ્ટ છે–સદ્ગુણ છે. કોઈ પ્રસંગે ખામોશ રાખવાથી, મૌન સેવવાથી, અક્રિય બેસવાથી અર્થસિદ્ધિ–ઇષ્ટસિદ્ધિ થતી દેખાય તો એ પ્રસંગનું મૌન, અક્રિયતા, ખામોશ એ 'પુરૂષાર્થ' છે–સદ્ગુણ (Virtue) છે, એ જાતની અક્રિયતામાં આંતરશ્રમ છે–પ્રમાદ નહિ. તકલીફ કે કષ્ટ કે નુકશાનના ભયથી સેવાતું મૌન, અક્રિયતા, ખામોશ–

એ સર્વ 'પ્રમાદ'નાં રૂપો છે અને દુર્ગુણો છે, લાન્ય છે. જેમાંય જ્હારે એ 'પ્રમાદ'ને સદ્દ્ગુણનો–નીતિનો–ધર્મિષ્ઠપણાનો–વાઘો પહેરાવી પ્રદર્શન કરવામાં આવે ત્હારે તો મનુષ્ય કાળામાં કાળું–ભયંકરમાં ભયંકર–ગીધ પક્ષી બને છે. ગીધોને 'સમાજ' વચ્ચે વાસ કરવા દેવા એ કોઈ દિવસ પાલવવુ ન જોઇએ.

* * *

૧૦૫ જે શબ્દ, જે વ્યાખ્યા, જે સૂત્ર, જે સલાહ, આપણને 'ઉપયોગ'માં ન આવે–આપણા ભાનને જનનેન્દ્રિયથી અને ઉદરથી ઉપાડીને હૃદયે કે ગળે કે તાળવે ન ખેંચી જાય–વિકાસક્રમ કે પ્રગતિમાં ન મૂકે, તેવો દરેક શબ્દ, વ્યાખ્યા, સૂત્ર, સલાહને ભલા થઇ અભરાઇ પર જ રહેવા દેજો! 'માથા'પર ચ્હડાવી નાહક ભારે ન મરતા! કંઈ કાળથી આ અને પેલા નિરર્થક 'બોજા' માથા પર ઉપાડી ઉપાડીને તો આપણે આજના 'ઠિંગુજી' બન્યા છીએ: 'દબાયલા,' 'વળી ગયેલા' (વક્ર) બની ચૂકયા છીએ. હવે જો આપણને એ 'વક્રતા'નું ભાન ખરેખર થયુ હોય તો એ વક્રતા પર હથોડા મરાવવા ઇચ્છવુ જોઇએ ઘોડાના પગમાં ખીલા (નાળ) મરાવવા–પૈસા આપીને– જવુ પડે છે! ઑપરેશન કરાવવા માટે–પેટ ચીરવાથી થતી વેદના ભોગવવાની સ્થિતિમાં આવવા માટે–ખીસ્સામા પૈસા લઇને સર્જનનું ઘર શોધવું પડે છે (પણ ગધેડાને કોઇ નાળ મરાવતું નથી, અને કૂતરા–બિલાડાને ઑપરેશન કરાવતું નથી!). રક્ષવાના પદાર્થ માલવાળા હોય તોજ ઑપરેશનો અને અંકુશો યોગ્ય છે. નિર્માલ્યનાં ઑપરેશનો કુદરત કરી લે છે; શત્રુઓ દ્વારા કે અકસ્માતો દ્વારા.

—સમાપ્ત—

